# સુખ સાધક.

યાને

આર્યોને ધડો લેવાલાયક માંસમદિરા ત્યાગી
એવા એક અંગ્રેજ ગૃહસ્થનું

## ટૂંક વૃત્તાંત.



**છપાવી પ્રસિદ્ધ કરનાર.**

'ગુજરાતી સોશીયલ યુનિયન' નો એક સભાસદ.



મુંબઈ:

"નિર્ણય-સાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત ૧૯૭૦. રા.રૂ.
[illegible]ણને

# પ્રસ્તાવના.

મદ્ય તથા માંસ નિષેધ વિષે "ફ્રેઝર્સ મ્યાગેઝીન" નામના એક ઇંગ્રેજી માસિક ચોપાનીઆના સને ૧૮૭૬ ના જુલાઈના અંકમાં એક અંગ્રેજ ગૃહસ્થે પોતાની જીંદગીની સંક્ષિપ્ત હકીકત પ્રસિદ્ધિમાં આણેલી તે ઘણી ચિત્તવેધક તથા આપણા આધુનિક આર્યોને ધડો લેવા લાયક છે. દારૂ તથા પરમાટીને વિષે અભાવ બતાવી, ઉદ્યોગ, ઘરવ્યવસ્થા, મિતવ્યયીપણું તથા સ્ત્રીશિક્ષણ એણે કરીને, જે અસંખ્ય લાભો થાયછે, તેનું પણ વર્ણન એવું તો સુરસપણે એમાં કરવામાં આવેલું કે તે વાંચતાંને વારજ ગમે તેવા વ્યસની તથા નિરૂદ્યમી પણ સાક્ષરના મન ઉપર સત્વર અસર થયા વગર રહે નહીં, એમ ધારીને તેનું કંઈક ફેરફાર સાથે મરાઠી ભાષાંતર રા. રા. ગણેશ ભીખાજી ગુંજીકર બી. એ. એમણે કરી "कुटुंबवत्सल" નામ આપી તે બહાર પાડ્યું. તેને આધારે ગુજરાતીમાં આ લઘુ પોથી ઉપજાવી કહાડવાનું સહજ સુઝી આવ્યાથી યથામતી પ્રયત્ન કરી તે ગુજરાતી પ્રજાને માટે બહાર પાડવાને દુરસ્ત વિચાર્યું છે.

અથથી તે ઇતિ સુધી વાંચ્યા શ્રવણ કર્યાથી આપોઆપ ખાત્રી થશે કે આવી એક નાની પોથી પણ આપણા લોકોની હાલની અધમતાએ પોંહોંચેલી સ્થિતિને સુધારવાને માટે કેટલી ઉપયોગી છે; અને તેજ કારણથી એ પોથીની કિંમત ફક્ત ત્રણ આના રાખવામાં આવીછે, કે જેથી કરીને, આપણાં ગુજરાતી સ્ત્રીપુરૂષો બાળગોપાળને તેનો લાભ પૂર્ણપણે લેવાને બને.

શક્તિ એટલી જૂજ કિંમત પણ ખર્ચવાની ન [illegible] ય
પુસ્તકો વાચવાંનો શોખજ આ [illegible]
[illegible] કલ્યાણને [illegible]

બાબત્સર આવા પરોપકારી પુરૂષોને જુદી રીતે વિનંતી કરવામાં આવીછે. બીજા બધા ધર્મ અને ઉપકારો સાથે સરખાવતાં વધારે નિત્યનો અને સંગીન ધર્મ તો વડોદરા સ્વદેશ હિતવર્ધક સભાને ધોરણેજ માત્ર થઈ શકે તેમ છે—એટલે કે બહુ સસ્તાં અને સારાં પુસ્તકો સહેલાઈથી ઘણા જણના વાંચ્યામાં આવે તેવો પ્રયત્ન કરવો.

આ નાના પુસ્તકના સંબંધમાં મારી વિનંતિ એટલીજ છે કે દરએક નાનાં મોટાં ગામ ગામડાં, શેહેર કસબાના શક્તિમંતોએ યથાશક્તિ એની ઘણી નકલો ખરીદીને તેનું લાહાણું પોતાના દેશબંધુઓમાંના જેમની શક્તિ કે રૂચી એ પુસ્તકો ખરીદી વાંચવાની ન હોય તેમનામાં, થાળીઓ ટોપ, તપેલાં, હાંડાનાં લાહાણાં જેમ પોતાની ન્યાત જાતમાં કરવામાં આવેછે તે મિસાલે, આ નજીવી પણ અનેક રૂપે અનેક લાભો કરનારી વસ્તુનું લાહાણું કરીને પોતાની નામના તથા પોતાના દેશનું કલ્યાણ કરવું. મારી અલ્પ શક્તિ પ્રમાણે આ લઘુ પુસ્તક બનાવવામાં બની આવ્યો તે પ્રમાણે શ્રમ લઈને તેનો ઘણો ફેલાવો થવા સારૂ ઠેકઠેકાણાનાં છાપાચોપાનિયાં, લાઈબ્રેરીઓ, સ્કૂલો, નિશાળો વગેરે ઉપર એની નકલો મોકલતાં તથા તેની છપાઈ આદિનો ખર્ચ કાઢતાં જે ખરાજાત થઈછે તે શિવાય વધારે લાભની નેમ મેં રાખી નથી. આ વાતમાં કેટલી સત્યતા છે તે અનુભવીને એની મેળે જણાઈ આવશે. ધારેલી આશા પાર પડેથી મારી મહેનતનો બદલો મને પૂર્ણપણે મળ્યો એમ સમજીશ—જે કરવાને શ્રી પ્રભૂ સમર્થ છે.

ગુ. સો. યુનિયનનો એક સ

# સુખ સાધક.



પાછળ પ્રસ્તાવનામાં કહેલા ઇંગ્રેજી માસિક ચોપાનીયામાં-માંસભક્ષણ તથા મદ્યપાન ત્યાગ કરીને એક ઇંગ્રેજ ગૃહસ્થ પોતાને તથા પોતાના કુટુંબને કંગાલ અવસ્થામાંથી ધનાઢ્ય સ્થિતિએ શી રીતે પોહોંચાડી શક્યો, તેનો ચિત્તવેધક ( તથા વિચાર કરી જાણનારા આર્યોને નીચું જોવડાવનારો ) હેવાલ આપેલો-તેની મતલબ આ નાની સરખી પોથીમાં સમાવેલી છે. એ ભલા માણસે પોતાની વીતી વાત પોતાની કલમે લખી આપેલી તે છતાં પોતાનું નામ ખુલ્લે ખુલ્લું વાંચનાર આલમ હજૂર નહીં ધરવાનું કારણ પોતાના લખાણને અંતે સમજાવવાને વચને બંધાઇ તે આ પ્રમાણે કહેછેઃ—

ઇંગલાન્દ દેશની ઉત્તરે એક નાના સરખા ગામમાં મારો જન્મ થયો હતો. મારી ઉમ્મર કંઇ નહીં તો આજે ૬૦-૬૫ વર્ષની છે. મને કાળાં જઇને ધોળાં આવ્યાંછે-તથાપિ કોઇ કિશોર વયના પુરૂષની મગદૂર નથી કે મારા હાથનું કાંડું સાહી શકે- મારો બાપ ધર્મોપદેશકનો ( એટલે પૌરાણિક-પાઠકનો ) ધંધો કરતો. બધાં મળી તેને બાર ફરજંદો-તેમાં પહેલા ખોળાનો હું-અમે ઘણા ઉંચા કુળના-દેશાઇ કહેવાતા. પરંતુ 'મોટા ઘરના પોકળ વાંસા'ની પેઠે મારા બાપની પાસે માયા થોડી, અને ભૂંડણવાળ ઘણી, તેથી અમારે મોટા છોકરાઓને, મૂંછ ફૂટતાં પહેલાં, ઘર છોડી પેટની પેરવી કરવા સારૂ દેશવટું કરવાની ફરજ પડી. મને સહેજ સાજ લખતાં વાંચતાં આવડતું, તેથી નજીકમાંજ એક મોટા વેપારીની

પેઢીએ ગુમાસ્તી કરવા હું રહ્યો. ત્યારે માણમાણ મને ચૌદ વર્ષ થયાં હશે. નવે નવું એટલે પગારમાં 'રોજનું રોઢું ને મહિનાની છુટ.' પેઢી ઉપરના મુનીમને ઘેર દહાડામાં બે વખત મહા પ્રસાદ લઇને આપણે તો ગધેડા વહીતરૂં કરવાનું કબૂલ્યું. એવાં એવાં ત્રણ વર્ષ કાઢ્યાં. પછી તો મારી હોશીઆરી અને સારી દાનત જોઇને શેઠે મને બે પોંડનો* દરમાયો કરી આપ્યો—તે શિવાય બપોરના શેઠની હારે સર્વે સાથે બેસીને પેટ ભરીને ખાવાને મળતું તે જુદું. પારકે ઘેર ઝાઝા દહાડા રહેવું તે સારૂં નહીં, માટે હવે મેં ઘર માંડી રહેવાનો વિચાર કર્યો. તેજ છકમાં દારૂ ન પીવા વિષે અને માંસ ન ખાવા વિષેની નાની નાની પોથીઓ મારા વાંચવામાં મારા શેઠને ઘેર આવી. એ વિચાર મારા મનમાં ઉતર્યા, અને એ નિયમો પાળવાને મેં તત્કાળ દૃઢ નિશ્ચય કીધો. આથી કરીને પરમાટી ખાનારા અને દારૂ પીનારા બીજા લોકોને ખાવા પીવાની બાબતમાં જે ઠાલો વધારે ખર્ચ થાય તેનો મને ઉગારો પડવાથી, તેની કસર હું કપડા લત્તામાં કાઢતો. એટલે સાદાં પણ ઉજલાં કપડાં, તેમના જેવાંજ, મને પહેરવા પાલવતાં. મારી ટુંકી પેદાસ છતાં મેલાં ઘેલાં કપડાં પહેરવાં મને નહીં ગમતાં, કેમકે, 'એક નૂર આદમ હજાર નૂર કપડાં.' પણ એટલા ઉપરથી, મને ઉડાઉ કોઇએ ન સમજવો. મારા વીસ રૂપરડીના પગારમાંથી પણ, ખાઇ પીઇ પહેરી ઓઢીને, બે રૂપીઆ ગાંઠે બાંધવાનું મને બની આવતું. જે મુનીમને ત્યાં અત્યાર સુધી હું ખાતો પીતો તેનાજ ઘરમાં એક નાની સરખી ત્રણ રૂપીઆ ભાડાની, મેં ઓરડી રાખી. ખાટલો તો ઘરધણીને ત્યાં એક અલફાઉ પડેલો હતો, તે વાપરવાની તેણે મને પરવાનગી આપી. પણ ખાટલા ઉપર પાથરવાને તળાઇ કે ગોદડું જોઇએ તેનો તોડ કરવાનો રહ્યો. તે વેચાતું લેવાની પણ તેવામાં પાસે પૈસાની જોગવાઇ નહીં હતી. ઘેરથી નીસરેલો ત્યારે મારી

---

* પોંડ=દસ રૂપીઆની કિમ્મતનો સિક્કો.

વહાલી માવડીએ, ફરીફરીને મને શિખામણ દીધેલી કે, "ભાઇ, જે બે પૈસા તને મળે તેમાંજ તારે તારો આછો પાતળો નિભાવ કરવો, પણ કોઇનું કરજ નામે તારે કરવું નહીં". આ મારી માની કિંમતી શિખામણ મેં સારી રીતે ગોખી રાખી હતી. અને તેજ મુજબ મેં મારો બધો તાલ રાખ્યો. પાસે પૈસા નહીં તેથી, ગાદલું ગોદડું લેવા કરવાનું મેં તે વખત માંડી વાળ્યું. મારી સુજ્ઞ અને મમતાળુ માએ, ઘેરથી વિદાય કરતી વખતે, મારો સરસામાન બગડે નહીં માટે, તે ઉપર કંતાનના કટકા વીટેલા હતા; તે બધાને એકઠા સાંધી સુધીને તેમાં પરાળ ભરીને એક ખાસું પોચું હુંફાળું કામ ચલાઉ ગાદલું મેં બનાવી લીધું. ઓઢવાને માટે તો પાસે જૂના કપડાં હતાંજ; રાત્રિયે તે પહેરીને સુતો, એટલે ગાડું ચાલતું. જમવા ખાવામાં બધી સાદાઈ—માંસ દારૂનું તો પાણીજ મૂકેલું—પણ, બીજી વાતે પેટે કસર કરતો નહીં. ખોરાકની જણસો, શરીરને પુષ્ટી આપે એવી ઊંચી વાપરતો. પેટ બાળવા કરવાની વાત નહીં. તેમ છતાં, ભોજન ખર્ચના મને રૂપીઆ ચારથી સવાચાર ન થતાં, અને શરીર પણ તાંબા જેવું રાતું તાતું રહેતું. ઇશ્વર કૃપાએ ઘણું કરીને કોઇ દહાડો વૈદ્યને ઘેર જવાની મને જરૂર પડતી નહીં. રોટલા, દાળ, બટાટા, થોડો ભાત અને કુંબી ઇત્યાદિનું શાક એ મારો રોજનો ખોરાક. એટલું મળ્યું એટલે જાણે મને પરમેશ્વર મળ્યા. શિવાય, આઠે પંદરે દહાડે મારી વહાલી મા, અમારા ઘરની વાડીના ફળફળાદિનો એક કંડીઓ મને મોકલતી. ફળ ફુલ ઉપર મને પ્રથમથીજ ભાવ ઘણો, પણ તે આવતાં ભાડાના પૈસા થાય તે રોકડા ચૂકવી આપ્યા વિના હું તે ઘેર આણતો નહીં. વારૂ, એ રીતે ભોજન ખર્ચના રૂપીઆ ૪. ઘર ભાડાના રૂ. ૩. દીવો ડોકલો વિગરે પરચુરણ ખર્ચના રૂ. ૨ મળીને મહિના આખરે સરેરાસ મને રૂ. ૯. પડવા જતા. બાકી ફાજલ રહેતા રૂ. ૧૧. તેનો વખત બે વખત, અડઅડચણે જોઇએ માટે, હું સંચય કરતો

એમ કરતાં બે ત્રણ મહિને, મારી પાસે રૂ. ૨૫-૩૦ ની પુંજી થઇ, ત્યારપછી થોડે થોડે ઘરમાં સરસામાન વસાવવાનો મેં વિચાર કર્યો. પ્રથમ તો એક તળાઇ, ઓસીકું અને ઓઢવાને સારૂ ગોદડું, એટલું મેં વસાવ્યું, કેમકે, તેથી કરીને શરીર સુખમાં રહે. કહ્યુંજ છે કેનીઃ—

"શરીરે સુખી તે સુખી સર્વ વાતે,
શરીરે દુખી તો દુખી છે સદા તે."

આના પણ મને વધારે પૈસા બેઠા નહી, શાથી જે, આપણે કંઇ બધા નવા નકોરનાંજ ધણી નહીં. સહેજસાજ વાપરેલું કરેલું, પણ બીજી રીતે સારૂં ટકાઉ હોય તો આપણે તેથી ચલાવી લઇએ. એટલે, એમ કરતાં, જે બે પૈસા બચ્યા તે ખરા. 'ઘરની કસર અને વહાણની સફર.' એવી રીતે કસર કરતાં કરતાં પણ આપણી તો ડોશી માની પુંજી, એટલે આમ ઇધર ઉધર બે જોઇતી જણસો વસાવતાં એકઠા કરેલા બધા રૂપીઆ આવી રહ્યા. પણ પાછી એક વર્ષ સુધીની નીરાંત થઇ. દરમ્યાન દોઢીયું થાયજ શેનું? એમ કરતાં પાછા પાસે રૂપીઆ ૧૦૦-૧૨૫ ભેળા થયા. હવે તો ગામમાં ચાર સારા માણસ સાથે ઓળખાણ પીછાન પણ થઇ. ૪-૮ દહાડે હું તેમને મળવા જતો તેઓ મારે ત્યાં આવતા. પણ બે સારા માણસો મારે ત્યાં આવે ત્યારે તેમને બેસાડવા કરવાને મારે ત્યાં ખુરસીઓ વગેરે કંઇ નહોતું, તેથી મને મોટી અડચણ પડતી. માટે હવે મને ૫-૬ ખુરસીઓ અને એક પેટી એટલા વાનાંનો ખર્ચ કરવો પડ્યો. પેટી એવી લીધી કે. તેમાં આચરકુચર સર્વે સામાન રહીને, દહાડાના બેસવા ઉઠવાના ખપમાં આવે, અને રાત્રે તે ઉપર કરારે સુવાય; વળી કોઈ વાર કામ પડે ત્યારે ટેબલની પણ ગરજ સારે—એટલે મલાંજીની કહેવત પ્રમાણે 'દાહાડીની દાહાડી ને બુવારીની બુવારી.' એ રીતે એવડી નાની સરખી સાડા ત્રણ હાથની કોટડીમાં બેસવું ઉઠવું, ખાવું પીવું, સુવું એ સર્વે બનતું. અધ અધમણીઆ મુગદલની એક જોડી

મેં રાખી લીધેલી તે બારણા બંધ કરીને દરરોજ હું ઓરડીમાં ફેરવતો. ૧૦૦–૧૨૫ હાથ તો મારે હર રોજ કરવા. આ કસરત ખરેખર મારા શરીરને ઘણી માફક આવી. અને તેજ કારણને લીધે હજુ આ ઘડપણમાં પણ મેં તે કરવી જારી રાખીછે.

પડોસમાં એક ભલો ગૃહસ્થ રહેતો હતો. તેને એક સદ્‌ગુણી રૂપાળી છોકરી હતી. તે બીચારી મા વિનાની હતી. એની મા એને નાની મેલીને મરી ગએલી, તેથી એના બાપે બીજી બાયડી કરી હતી. એટલે ઓરમાન માના હેતનું શું પૂછવું? બાપની મમતા તો છોકરી ઉપર ખરી, પણ પેલી વીસ-નખી આગળ તે બીચારાનું કંઇ ચાલતું નહીં. તેનાથી તો આડો આંક. ઘરમાં તે જે કરે તે કોઈથી ફેરવાય નહીં. જાણે એક વહી-તરી રાખી હોય તેમ એ બીચારી છોકરીને આખો દહાડો કામ કરવું પડતું. પેલી નવી વહુ તો જાણે ઘરમાં શેઠાણી. આટલું આટલું કરતાં કારવતાં છતાં, પેલી દુખી છોકરીને વીતાડવામાં તે કંઇ બાકી રાખતી નહીં. તેના ઉપર જુલમની તો સીમા બં-ધાઇ. આટલું આટલું ગધેડા વહીતરૂં કરતે છતે તે બીચારી સુખે ખાવા સરખું પામતી નહીં. એ પડોશીને ત્યાં મારૂં જવું આવવું થતું. તેથી એ છોકરી સાથે મને ઓળખાણ થઇ. આદિતવારે ચાહ પાણી કરીને અમે બેઉ જણા સાથે દેવળમાં જતાં. સ્વભાવે તે બહુ સુશીળ હતી, અને અમારી બન્નેની ઉમ્મરમાં પણ મોટો તફાવત નહીં હતો. તેથી એક વખત મેં એની આગળ લગ્નની વાત કાઢી. તે વાત તેને પણ ગમી. એણે તો બધી મારીજ રીત પકડવા માંડી, તેથી એ મને ઘણી ભાવતી થતી ચાલી. રફતે રફતે અમારી વચ્ચે પ્રીતિ બંધાઈ. અને તે પવિત્ર ગાંઠ દિન પરદિન દૃઢતર થતી ગઇ. હવે ઉપર પ્રમાણેની કરકસરે કરીને બે પૈસા મારી પાસે થાય, એટલે એના બાપને કાને વાત નાંખીને અમે તો હસ્ત મેલાપ કરવાનો વિચાર કરી રાખ્યો. એના બાપે પણ તે વાતની પહેલાં હા પાડી. પણ પેલી એના લોહીની ભૂખી

માને કાને વાત પડી એટલીવાર. એ બાઈ તો ભલાઈનાં ભંડાર. એ રંડાનો વિચાર એવો કે, એને કોઈ એંસી હાથના હુંડા ખાડામાં પધરાવવી. અને એક ખખળી ગએલો ચારે દહાડે હાથમાં લાકડી લઈ ચાલવા જેવો બીજવર એણે જોઈજ રાખ્યો હતો. પોતાના આધીન ધણીને આડું અવળું કંઈ કંઈ સમજાવીને, એણે તો મારો પગજ એ ઘરમાંથી કઢાવ્યો. અને મારે બદલે એ શંખણીએ પેલા કાકાને ઘરમાં આવતા જતા કીધા. એ કાકાને મારા જેવડા સાત તો મોટા દીકરા હતા. તોએ, આ નાના બાળક વરરાજાને ઘોડે બેસવાના કોડ બાકી રહ્યા હતા! 'કાગડાની કોટે દહીંથરૂં' વળગાડવાની કહેવત પ્રમાણે આ બુઢા બાવાને છેડે રત્ન બાંધવાને ઈરાદે, પેલી હેતેશ્રી માએ, પોતાના મોહમાં પડેલાં ધણીને કંઈ કંઈ તરેહ સમજાવ્યો. અને મારે વિષે કાન ભેરવામાં એ એવીતો ફાવી કે, પેલા ભલા ગૃહસ્થ ઉપર, પોતાની જુવાન હુંફ આપનારી ધણીઆણીની અસર આબાદ થઈ ગઈ અને એ ભાઈનો પણ પેલા કાકા જોડેજ પોતાની રાંકડી છોકરીનો સંબંધ કરવાનો વિચાર દેખાવા લાગ્યો. આ જોઈને પેલી છોકરીને તો મહા મોટી વિટંબણા થઈ પડી. એ તો બીચારી વિચારમાં ને વિચારમાં અડધી થઈ ગઈ. એ બાઈએ તો પોતાના મન સાથે ગાંઠ વાળી મૂકી હતી કે "મારે પરણવું તો એની (હું આ વાતના નાયક) સાથેજ પરણવું". આ તેનો વિચાર સાફ જણાઈ આવતો હતો. અત્યારથીજ તેણે માંસ મદિરા, મારી માફક, ત્યાગ કર્યાં હતાં, કે મારે ત્યાં આવે ત્યારે ભારે નપડે. આમ જયારથી એણે કરવા માંડયું ત્યારથી દરરોજ જમવાની વખતે તેની થતી ફજેતીની તો વાતજ શી કહું! એને હલકી પાડવાનું કંઈ કારણ તો પેલી એના પૂર્વ જન્મની વેરણ મા શોધતીજ હોય, તેમાં તે બીચારીને ગાંડી બનાવવાનો આ એક મોટો મુદ્દો હાથ આવ્યો, પછી શું પૂછવું? પરંતુ, તે સર્વે આ ભલી છોકરી મુંગે મહોડે ધીરજથી સોસી

લેતી. થોડા દહાડા જવા દઈને, તેણે પણ એક તક સાધી, એકાંતમાં પોતાના બાપને ભેટી પડીને ચોધાર આંસુએ રોઈ. "મારી મા નહીં માટેજ મારા આ હાલ કેની ?" એટલાજ બોબડા તોતડા બોલ તેનાથી બોલાયા. શિવાય, બીજું તેનાથી કંઈ બોલાહુંજ નહીં. આથી પેલા ગમે તેવા પણ ભલા બાપનું હૈયું ભરાઈ આવ્યું. પહેલ વહેલાં, અમારા બેના સંબંધ વિષે તેણે હા પાડેલીજ હતી; જે કર્કશાને લીધે પોતાની રાંકડી દીકરીને પેલા શબવત્ બુઢાને પરણાવવા તરફ તેનું વલણ થવા લાગેલું, તે સુકાન હવે તદન ફરી ગયું. અને એકદમ તેણે પોતાની બેટીની વાત કબૂલ રાખી. બે વર્ષના અરસામાં મેં પણ પાછી થોડી ગાંઠ કરી લીધી હતી એટલે વળી પાછું કંઈ તેવું વિઘ્ન ન નડે માટે અમે તો **શુભ લગન સાવધાન** કરી લીધું. પછી તો મારા સસરાનો ભાવ પણ મારા ઉપર પાછો સારા પાયા ઉપર આવ્યો અને પોતાના ગજા પ્રમાણે તેણે પણ મને સારી મદદ કરવા માંડી. પોતાની છોકરીને તેણે ગજા સંપન્ન વસ્ત્રાલંકાર કર્યા. સો પચાસ રૂપીઆ રોકડા પણ આપ્યા. પેલા કેહેછે કેની જોરાવરીના રામ રામ તેમ 'પેટની દાઝે નહીં તો લોકની લાજે' કે ગમે તેમ, પણ મારી સાસુએ બી મારી વહુને ઘેર બેઠાં પાછળથી ૨૫–૫૦ ની માલમત્તા મોકલી દીધી. મારી ઓરમાણુ સાસુની કૂખના બીજાં નાનાં નાનાં છોકરાં હતાં, તેમણે પણ, પોતપોતાની પાસે પાઈ પાઈ કરી બે પૈસા ભેગા કરેલા, તેમાંથી સૌએ એકઠા મળીને અમારા ધર્મશાસ્ત્રની એક પોથી ( બૈબલ) સારી રૂપાલી ગીલીટવાલી લઈને પોતાના હેતની નીશાની દાખલ, લગ્ની ભેટમાં પોતાની બહેનને માનપૂર્વક નજર કરી, તે પુસ્તકમાં કૌતક જેવું જે મારા જોયામાં આવ્યું તે એ કે, "**માંસભક્ષણ નહીં કરવું–મધપાન નહીં કરવું**" એવી મતલબનાં, સુંદર અક્ષરથી તેમણે કહેવત જેવાં અસરકારક વાક્યો લખ્યાં હતાં. અને એટલાજ માટે ઘણું જૂનું થઈ ગએલું છતાં, એ પુસ્તક અદ્યાપિ મેં ઘણી સંભાળથી, મારે ત્યાં રાખી

મૂકવુંછે. મારા છોકરાં છેક નાનાં હતાં ત્યારથીજ જ્યારે ત્યારે તેમને એ પુસ્તકમાંથી થોડું થોડું વંચાવવાનો અને પેલી અમુલ્ય નસીહતો તેમની પાસે ગોખાવવાનો મેં ક્રમ રાખેલો. અને મારાં બધાં છોકરાં છૈયાં "માંસભક્ષણ ન કરવું—મદ્યપાન ન કરવું" એ નિયમો પાળતાં થયાં તેનું હું એ પણ એક મોટું કારણ ગણુંછું.

લગ્ન થયાં કેડે અમો બેઉ જણા ઘણા સુખ અને આનંદમાં રહ્યાં. અને જોકે રૂ. ૨૦ થી સવાવીસનો દરમાયો હજુ મને નહોતો થયો, તોપણ ઘણા સંતોષથી મારી ઘરવાળી કરકસરે ઘરખટલો ચલાવી લેતી. અને આજે અમે જે આટલો વૈભવ તથા સુખ ભોગવીએ છીએ, તે સર્વે, અમારી બેઉની એકત્ર કરકસર અને વિચારના પ્રતાપથીજ. પરણ્યા પછી એજ ઘરમાં, અમારે એક બે ઓરડીઓ વધારે રાખવી પડી. તેથી હવે ફક્ત ઘર ભાડાનાજ રૂ. ૭ તો જતા, ભોજન ખર્ચના બે ચોક ૮ અને પરચુરણ રૂ. ૨ થી ૩ એ રીતે મહિને દહાડે અમને જુમલે રૂ. ૧૭-૧૮ નો ખર્ચ પડતો. જમવા ખાવાનું આગળ પ્રમાણેજ સાદું રાખેલું. એક વાડીવાળા સાથે ઓળખાણ થએલી, તે અમને જોઈએ તે પ્રમાણે, શાક ભાજી આદિ કીફાયતથી આપી જતો; તેથી કોઈ કોઈવાર એક બે શાક તરકારી અમે વધારે કરતાં. સાંજરે કામકાજથી થાક્યો પાક્યો આવતો ત્યારે અમે ચાહ અથવા કાફી પીતાં. કોઈ કોઈ વાર તે વગર ચલાવીએ લેતાં. પણ તેવિના અડચું રહેતું નહીં. અમારાં પરણ્યાને એક વર્ષ પૂરૂં થયું નહીં એટલામાં તો ઈશ્વર કૃપાએ અમારે ત્યાં પુત્ર પ્રાપ્તિ થઈ. અત્યારસુધી તો ઘરનું સર્વે કામકાજ મારી ભલી બાયડી પોતે કાયાએ કષ્ટ વેઠીને સંભાળી લેતી, પણ હવે તો ઘરનું ને છોકરાનું બે શી રીતે બને? માટે મેં થોડામાં એક બાઈ ઘરમાં રાખી લીધી, તે વહીતરીને ખાવું પીવું અને તે વતરોગ વર્ષ એક ફક્ત રૂ. ૩ નોજ પગાર ઠરાવેલો, એટલે અમને તે પરવડતું. અમારી સાથે

રહેતાં તે બીચારીને પણ માંસ મદિરા વર્જ્ય કરવા પડ્યાં, પણ તે વિષે તેણે કંઈ ટેટું કર્યું હોય એમ સાંભળ્યું નથી.

એક દહાડો મારા શેઠની વહુ. અમને મળવાને અમારે ગરીબડે મકાને આવી. અમારા ઘરના બધા હાલ તેના દીઠામાં આવ્યા. તેથી તેના મનમાં પરમેશ્વરેજ સારૂં વસાવ્યું—ગરીબનો બેલી ઈશ્વર.

"નિરધનકો ધન રામ અમારે નિરધનકો ધન રામ." મારા મમતાળુ શેઠાણી મારે ઘરેથી ગયાં ને તેજ દહાડે પોતાના ધણીને મારી મહેનતના પ્રમાણમાં મારા પગારમાં વધારો કરવાની ભલામણ કરી. બીજેજ મહિનેથી મને રૂ. ૨૦ ના એકદમ ૪૦ મળવા લાગ્યા. પણ પેદાશમાં આવો એકાએક વધારો થયો તેથી હરખાઈ જઈને ખર્ચમાં પણ તેટલોજ વધારો કરે એવા આ બંદા ન હોતા. તેમ મારી ઘરવાળી પણ થોડું કરીને ઘણું બતાવે એવી ઘરરખ્ખુ, એટલે બીજા બૈરાંઓની માફક ઠાલો ઉડાઉપણાનો ખર્ચ કરાવવામાં મોટાઈ માને એવી તે પહેલેથીજ નહોતી. વળી ૪–૫ મહિના ગયા કે પાસે પાંચ રૂપીઆનો જીવ થયો. પણ તે પેટીમાં પડી રહેવા દીધામાં શો માલ? પડ્યા પડ્યા કંઈ વધવાના હતા? ચાકરી કરતા રહીને પાસે જમા કરેલી પુંજી પણ ફરતી રાખી હોય તો ઠીક, એમ મને લાગ્યું. અને તેમ કરવાને મને ઈશ્વર કૃપાથી ઝાઝી ખટપટ કરવી ન પડી. કેમકે, અમારા શેઠનું કારખાનું ચાલતું, તેમાં સેંકડો મજૂરો ખપતા, તેમનો પગાર ચૂકાવવાનું કામ મારે હાથ હતું. એટલે પેઢી ઉપર બેઠા બેઠા આવા વિશ્વાસુ ગરીબ લોકોને અડઅડચણે પાંચ રૂપીઆ જોયતા હું વ્યાજે ધીરતો. આમાં મને તેરીખ પણ સારી છૂટતી અને આસામી ખાદ પણ ઘણું કરીને ન આવતી. રફતે રફતે એક બીજો ઉઠાવ કરવાનો તુરંગ મનમાં આવ્યો. પેલા મજૂરોને લોઢાં લાકડાનાં ઓજાર પદરના વાપરવા પડતાં, એટલે તેનો ઉઠાવ સારો થશે એમ મને લાગ્યું. એ સર્વે જોયતો સામાન,

તેઓ ગામમાંથી વેચાતો લેતા પણ ગામમાં તેની બનાવટનું કારખાનું નહીં, તેથી તે તેમને બહુ મોંઘો પડતો. માટે મને લાગ્યું કે શેફીલ્ડ અથવા તો બરમિંગહામ જ્યાં એ વસ્તુઓ જથાબંધ બનેછે, ત્યાંથી મંગાવીએ તો જરૂર સસ્તો પડે. અને અમારા ગામમાં અમારા શેઠના કારખાના શિવાય બીજા કારખાનાઓમાં પણ હજારો મજૂરો ખપતા. એટલે એ વેપાર મારી નજરમાં ઉતર્યો. આપણે શેઠ પાસેથી કોઈવાર રજા લેવી નહીં પડેલી તેથી એક અઠવાડીઆની રજા માગતાં તેમણે લાગલીજ તે આપી. લાંબી પડપૂછ પણ કંઈ થઈ નહીં. રજા મળી એટલીજ ખોટી. રેલવેમાં જવું એટલે તૈયારી શી કરવી હતી? ભગવાનનું નામ લઈને સેવક તો સિધાવ્યા. ગામમાં એ કારખાને ફર્યા, ભાવ તાલ જોયા ને રૂ.૧૦૦—૧૨૫ ના ઓજાર હોર્યા. પાસે એકઠા થએલા બધાજ રૂપીઆ આ ધંધામાં નહીં રોક્યા, કેમકે, ગમે તેવો સારો વેપાર હોય, તોપણ, વેપાર કર્યો, એટલે ખોટ નફો તો થાયજ. એટલા વાસ્તે પોતાની બધી પુંજી એક ધંધામાં રોકવી નહીં. થોડી રકમ પણ શિલકમાં રાખવી. અગર બની આવે તો બીજી કોઈ જાતના વેપારમાં તેનો ઉપયોગ કરવો. માલ આવી પોહોંચ્યાને ૮—૧૦ દહાડા થયા નહીં એટલામાં તો તે સર્વે ખલાસ પણ થઈ ચૂક્યો. ખર્ચ ખૂટણ બાદ કરતાં, મને સેંકડે ૧૮ ટકા નફો થયો અને તેમ કરતાં પણ ઘરાકોને જાણે સઘવડ થએલી જણાઈ, કેમકે, મેં ઓજાર હોરેલા તે સફાઈ અને જુદી જુદી જાતના જેવા જેને જોઈએ તેવા હતા. પછી તો જોયતો જોયતો ઘેર બેઠા માલ મંગાવવો ઠીક પડ્યો, કેમકે મારો વહેવાર ચોખ્ખો. કોઈની પેઠે ઘાલણીઓ નહીં. તેથી લખાવટથી જોઈએ તેવો માલ આવી પોહોંચતો. તેમાં આંટ જતેદહાડે એવી બંધાઈ કે, એક એક—બે બે મહિના સુધી બેધડક ધીરધાર થવા લાગી. પાસે નાણાંની છૂટ જોઈ, હુંડાથી પોતાની મેળે અવેજ વાળી દઈએ તે ભલે, પણ તેમનો તગાદો નામે મારા

ઉપર થતો નહીં. એ રીતે, પરમેશ્વર કૃપાએ મારો વેપાર તો દહાડે દહાડે વધતો ચાલ્યો. બે વર્ષના અરસામાં મારી ગાંઠમાં રૂપીઆ ૧૫૦૦ નો તોડો થયો. આણી તરફ શેઠની પેઢી ઉપર પણ કામના તડાકાની ધૂમ ચાલે. મને તો ખાવાની પણ ફુરસદ મળતી નહીં. તેથી મારા પોતાના વેપારનો હિસાબ, નામુંઠામું મારી ઘરવાળીને હાથે રખાવા માંડયું. લખતાં વાંચતાં તો તેને સરાસરી સારૂં આવડતું હતું. હિસાબી કામ મેં તેને થોડે થોડે શિખવી લીધું એટલે, હવે એ કામ તે ખાસી રીતે ચલાવી લેતી. માલ રાખવાને સારૂ જુદી વખાર હજુ સુધી મેં રાખેલી નહીં. રહેવાના ઘરમાંજ એક ઓરડી વધારે રાખી લીધી હતી. આગળ કરતાં ખર્ચમાં વધારો જે તે આટલોજ કર્યો. બાકી સર્વે તો ઉપર પ્રમાણેજ સાદાઈથી અમે નિભાવી લેતા.

શેઠની પેઢીના કારખાનામાં એક મિસ્તરી હતો. તે પોતાના કામમાં ઘણો કૂશળ હતો એટલુંજ નહીં, પણ તે પ્રમાણિક પણ તેવોજ હતો. એક દહાડો કર્મસંયોગે તેનો જમણો હાથ યંત્રમાં આવી ગયો અને તે સમૂલગો તૂટી પડયો. આથી તે લૂલો થયો—પેટ ભરવાનો કંઈજ રસ્તો તેને સુઝે નહીં. તેને મેં મારી પાસે ચાકરી રાખ્યો. ગામમાં ઘણું કરીને સંધા કારખાનાઓમાં તેને સારૂં ઓળખાણ હતું. તેથી માથે સામાન મુકાવીને મેં તેને કારખાનાઓમાં ફેરી ફરવા મોકલવા માંડયો. આથી મારા માલનો ઘણોજ ઉઠાવ થવા લાગ્યો. અને એ બીચારાને પણ અનાયાસે પેટ ભરવાનો સારો ઉદ્યોગ મળ્યો. તેથી તે મગ્ન થયો. ધીમે ધીમે મારો વેપાર તો ઘણોજ વધતો ચાલ્યો અને તે કારણસર હવે મારે એક વખાર ભાડે રાખવાની જરૂર પડી. તથા એક મેહેતો પણ રાખવો પડયો. તોએ હિસાબી કામની દેખરેખ તો મારી ધણીઆણીજ ઘણી ખરી રાખતી. ફાવે ત્યારે હું પણ મેળ, ખાતાવહી, તપાસું. એમ કરતાં કરતાં, અમને પરણે પૂરાં ચાર વર્ષ નહીં

થયાં એટલામાં અમારી બન્નેની મહેનત અને ડહાપણથી અમ પાસે રૂ. ૧૫,૦૦૦ ની પુંજી થઈ. ખર્ચ ખૂટણ બાદ જતાં વર્ષને અંતે સરવાયું કાઢતાં અમારી ચોખ્ખે ચોખ્ખી આવક રૂ. ૨૦૦૦-૨૨૦૦ થવા ગઈ. પછી તો ચાકરી છોડી બને તેટલો વેપારજ વધારવો એવો મારો વિચાર થયો તેવા હેતુથી તક સાધી મેં મારા શેઠની પાસે એ વાત કાઢી. પણ તેને તે વાત ઠીક ન લાગી. એઉ ભાઈઓની મારા ઉપર સારી મહેરબાની, તેમ હવે પેઢીનું કામકાજ પણ મારી નજરમાં ઠીક રમી રહેલું તેથી એકદમ રૂ.૨૫૦નો દરમાયો મને તેમણે કરી આપ્યો. ઘણા દહાડાનો ઘરોબો, તેમ મને રાખવા વિષે મારા શેઠીઆઓનો માનપૂર્વક આગ્રહ પણ વિશેષ થયો. એટલે મારાથી તેમનું વચન ઉથાપાયું નહીં. આગળ પ્રમાણે આપણે તો ચાકરીની ચાકરીએ ચાલુ રાખી, ને બની આવ્યું તેમ ઘરનો વેપાર પણ વધારતા ગયા. જવા આવવામાં ઘણો વખત ન જાય એવા વિચારથી વખારની ઉપર બે માળ ખાલી થયા હતા તે હવા અજવાળાની બાબતમાં સારા હતા, એટલે મેં તો રેહેવાને સારૂ પણ, તેજ ભાડે રાખી લીધા. ત્યાં હું બાળ બચ્ચાં સાથે રહેવા ગયો. ઘેર ૩-૪ નોકર ચાકર રાખી લીધા. અમારા પરણીયતને આ સાતમું વર્ષ ચાલતું. એટલામાં, પરમેશ્વર પ્રતાપે ઘેર ત્રણ બાળક રમતાં થયાં હતાં. તે બધાએ શરીરે સબળ અને નિરોગી હતા. દૈવયોગે એક દહાડો એકાએક અમારા સામાનની વખાર સળગી ઉઠી. તેમાં ભરેલો લગભગ સર્વે સામાન ફડેમુકામ થઈ ગયો. પણ મને એટલી બુદ્ધિ સારી સુઝેલી કે. મેં વખારનો વીમો ઉતરાવેલો. તેથી વીમાઈ પાસેથી મને રૂ. ૫૦,૦૦૦ નો ઉચકો મળ્યો. બાદ ગામમાં પાંચ દસ હજારની ઉઘરાણી પણ નીસરતી હતી. એટલા ભંડોળથી તો કાઈબી ધંધો ધમધોકાર ચલાવી શકાય. મારા મિત્રો વગેરે સર્વેએ મને એજ સલાહ આપી. શેફીલ્ડ તથા બરમિંગહામના વેપારીઓમાં તો મારી પહેલા નંબરની આંટ બં-

ધાઇ હતી. ત્યાંના કારખાનાવાળાઓના તો મને કાગળ ઉપર કાગળ આવે કે "બેલાશક તમારે એકથી એક લાખ રૂપીઆ સુધીનો માલ મંગાવવો, અમને તમારા પૈસાની અધીરાઇ નથી." એ રીતે ધમધોકાર પાછો વેપાર ઉઠાવવાની મને ચારે બાજુએથી ભલામણો અને હિમ્મત મળી. પરંતુ, ગમે તે નવા કામમાં પડતાં પહેલાં, હું મારા શેઠીઆઓને કાને તે વિચાર નાંખ્યા વગર રહેતો નહીં. મારે જે કંઈ કરવું તે તેમનો વિચાર લઇને કરવું, કેમકે, સૌ રૂડાંવાનાં તેમનાં. તેમ મારા શેઠજીઓ પણ ઘણા અસરાફ માણસ હતા. તેઓ પોતાની મતલબની ખાતર મને ખાડામાં નાંખે તેવા ન હોતા. પ્રસંગ જોઇને મેં તેમની આગળ વાત કાઢી. તેમની નજરમાં મારી સર્વ ગોઠવણ ઉતરી. પણ તેમને મારા વગર મોટી અડચણ પડે તેમ હતું, એટલે એમણે તો મારો પગાર વધારીને રૂ. ૩૭૫ નો કર્યો. મારે એમનો સુકન રાખવો પડ્યો; અને મારી અર્ધાંગનાની પણ એજ સલાહ. મેં તો મારી ચાકરી સંભાળીને આગળનોજ વેપાર પાછો ચાલુ કર્યો. પેઢી ઉપર પણ હવે મારો મરતબો શેઠીઆઓએ સારો વધારી આપ્યો. મારા હાથ હેઠળ ૩–૪ ગુમાસ્તા ૭–૮ બીજા માણસો સિપાઇ–સપરા મળ્યા. શેહેરની ધાડી વસ્તીમાં રહેવા કરતાં શેહેર બહાર એક સારા હવાવાળા બંગલામાં રહેવા જવાની મને હવે જરૂર જણાઇ, અને અમે તેમ કર્યું. છોકરાં સારૂં હવે એક બે દાઇઓ પણ રાખી લીધી. ગાડી ઘોડા ચાકર નફરનો ખર્ચ પણ પ્રમાણમાં ઘણો વધ્યો. મહિને દહાડે ફક્ત ઘરખર્ચના રૂ. ૩૦૦ થી ૪૦૦ હવે ઉપડતા; વણજ વેપારના સંબંધનો ખર્ચ તો જુદો. પણ પેદાશના પ્રમાણમાં પોસાય તેમ હતું. ઇશકબાજી કે ઉડાઉપણામાં તો મારો એક પૈસો પણ જતો નહીં. ખર્ચ ખૂટણ બાદ કરતાં બાકી જે તે સિલકમાં સારોજ વધારો રહેતો.

મારા શેઠીઆઓની પેઢીના માલીક બે ભાઇઓ હતા. તે બેઉ જણા એક વખત વહાણમાં બેસી આયર્લાન્ડ દેશ જોવા

કાજે ગયા. બધા મુલક ફરી વળીને થોડે દહાડે પાછા અમારી તરફ આવવાને રવાના થયા. દૈવયોગે તે વહાણ ભાગ્યું, અને મારા બેઉ ભલા શેઠીઆઓ લાસ ગયા. એ બેઉ ભાઈઓ વચ્ચે એક છોકરો હતો. તેની ઉમ્મર વીશેક વર્ષની હતી. પેઢીનું થોડું ઘણું કામ તે જોતો, પણ વેપાર વિષેની પૂરી ગમ તેને નહીં હતી, પરંતુ, એ તે એમ શી રીતે આવે? બડેજાવપણામાં ઉછેરાયલા એટલે મોજ શોખ તરફ એનું વલણ જરા વિશેષ અને વેપારને મોજ શોખને મેળ કેમ ખાય? આથી મારા મરહુમ શેઠીઆઓના એકજીકયુટરો (મૃત્યુપત્ર ચલાવનારા વકીલો) એ પેઢીનું સર્વ કામ મારે હવાલે કર્યું. કેમકે, ભરૂસો તો તેમને પણ મારા વિષે સારો હતો. મને દરમહા રૂ. ૬૨૫ નો પગાર હવેથી મળવા લાગ્યો. આમ થતાં મારો બધો વખત પેઢીનાંજ કામકાજમાં રોકાતો—મારા પોતાના ધંધામાં મને મોટી અડચણ પડવા લાગી—તેથી મને સરવાળે ઘણું નુકસાન જવા લાગ્યું. તેમ ત્રણ ચાર માણસનું કામ એકલે હાથે કરવું પડયાથી મારી તબીઅત પણ કથળી. તેથી થોડા મહિના જાય કે નોકરી છોડી પોતાનીજ એક પેઢી કાઢવાનો મારો વિચાર થયો. હવે મારી પાસે ભંડોળ તો સારૂંજ હતું. તે વિષે તો કોઈની કંઈ ઓશિયાળી રાખવી પડે તેમ નહોતું. વેપારી વર્ગમાં પણ સર્વત્ર પંકાઈ ગએલો, કેમકે, પ્રથમથીજ મેં મારી સાખ ઉત્તમ રાખેલી—કામકાજના માહેરપણા વિષે પૂછાવો તો તે તો બધું મારે એકલે હાથે આજ લાંબો વખત થયાં નિસર્યુંજ હતું—પરંતુ, હું મારે હિસાબે પેઢી કાઢું તો, આજે આટલાં વર્ષની જૂની પેઢી છતાં તેનું કામ ભાગી પડવાની મારા મૈયત શેઠીઆઓના મજકુર એકજીકયુટરોને ધાસ્તી લાગી, તેથી મારા શેઠનીજ પેઢીના પંતીઆળાનામામાં તેમણે મારૂં નામ દાખલ કરી આપવા જણાવ્યું, એવી સરતથી કે, મારે પોતાને હિસાબે પછી બીજો કોઈબી રીતનો ધંધો મારાથી કરાય નહીં. તથા બીજી એક એવી કલમ મારી પાસે લખાવી લીધી કે જી-

દગી સુધી મારે એ સહીઆરો ધંધો ચલાવવો અને-નફા નુકસાનમાં મારો અર્ધોઅર્ધ ભાગ. આવા એક કરારનામા ઉપર કાયદેસર સહી સાક્ષ થયા પછી, મેં મારો પોતીકો ધંધો તદન બંધ કર્યો. મારા મોભા પ્રમાણે પછી મેં શેહેર બહાર એક મોટી જગ્યા ખરીદી. તેમાં એક ઉત્કૃષ્ટ વિશાળ બગીચો બનાવ્યો તેમાં પાંચ છ માળી રાખ્યા. એક ફેટન ગાડી પણ કરાવી. આઠ દસ ઘોડા પણ લેવા પડયા. એણી રીતે સરાસરી રૂ.૧,૦૦૦ નો તો હવે મારો માસિકખર્ચ થવા ગયો.

ચાર વર્ષ કેડે મારી પેઢીનો ભાગીઓ (તે.મારા માજી મુરબ્બી શેઠીઆઓનો બે ભાઈઓ વચ્ચે એકનો એક છોકરો) એકાએક બે દહાડાના સહેજના આજારમાં દેવલોક પામ્યો. એને ભાત ભાતના માંસ પકવાનો ઉપર અતિ ભાવ અનેમદ્યપાન પણ એ તોબા કરતો. તેમ 'આયતી પુંજીએ અસ્વારી' એટલે બીજાં પણ નાનાં મોટાં વ્યસનો એને ખરાંજ. બહારનો તેના શરીરનો દેખાવ અને બાંધો જોકે ઘણો સારો હતો અને ગાલ ઉપર લાલી નજર આવતી, તોપણ, સદરહુ કારણોને લીધે ભીતરથી એના શરીરમાં સળો લાગેલો અને બેશક તેથીજ, એક દહાડો પાણીના ટબમાં બેસી નહાતો હતો ત્યાં ટાઢા પાણીમાં જરા વધારે રહ્યાથી, તેને એકદમ શરદી વ્યાપી ગઈ, અને એજ દુષ્ટિણી એને પ્રાણઘાતક નીવડી—ઘણાંએ ઓસડ વેસડો કર્યાં—એ પાંતીની કંઈ એને ત્યાં ખામી રહે? દાક્તરોની મીટીંગો કરાવી, પણ એનું આવી બનેલું તેથી કંઈ ટીકીજ લાગી નહીં. બનવાની તે તો બની પરંતુ. મને તો આનું કારણ બીજું કંઈજ નહીં, પણ પેલું દારૂનું દુષ્ટ વ્યસન, કહેવાને જરાએ આંચકો લાગતો નથી. અને મને ખેદ પામવાનું કારણ એજ કે, એને આટલું બધું હદથી જાદે દારૂનું વ્યસન હોવા છતાં, એના દાક્તરે એને કોઈ વાર સમ ખાવાને પણ વારેલો નહીં કે "ભાઈરે તું આટલો બધો દારૂ ના પીતો" પરંતુ, શા સારૂ તે એને એમ કહે, એમાં એના બાપનું શું જાય? એનું

ઓષડ તો રોજ ચાલુજ હતું; અને આવાં સદ્ધર ઘરાક તે બીજા કેટલા? શિવાય, એવી કંઈ શિખામણ દેવાનું ડહાપણ કરવા જતાં, રખે શેઠનો મીજાસ જાય કરે તો પોતાને હાથેજ પોતાના પગમાં કુહાડો માર્યા જેવું બને. આથી મારા નાના શેઠને દારૂનું વ્યસન એટલું તો હદથી જાદે વધી પડ્યું કે આખરે તે પોતાના જીવથી ગયો અને છતે દીકરે મારા મુરબ્બી શેઠીઆઓનું નામ ગયું.

વાંચનાર ભાઈ બહેન, હું તમારી આગળ કહેવાની રજા લઉછું કે આવું ઘડપણ છતે પણ મદ્યપાન કિંવા કોઈ પણ કેફી કે માદક પદાર્થનો સ્પર્શ કરવાનીજ મને બાધા છે. આથી કરીને, ક્ષમા કરજો, હું ગર્વ નથી કરતો, કરતા હરતા તો પ્રભુ છે, પણ મને સલેખમ અથવા સહેજસાજ ખાંસી શિવાય, આ પાછલો પહોર ઘડી દહાડો રહ્યો કહેશો તોપણ, મારૂં કોઈ દહાડો માથું દુખ્યું મને યાદ નથી; એટલે છઠ છમાસે પણ જવલેજ મારે દાક્તરનું ઘર શોધતાં જવું પડે. મારા ઘરમાં, મારાં છોકરાંઓને આ દુષ્ટ વ્યસન લાગુ ન પડવા વિષે મારો પહેલથીજ પક્કો બંદોબસ્ત હતો, અને પરમેશ્વર કૃપાએ હજુ સુધી તો, એ વિક્રાળ શત્રુની જાળમાં કોઇ ફસાયું નથી. કહો ભાઈ, ત્યારે મારે ત્યાં દાક્તરના વસાણની શી આશા? મેં મારૂં મૃત્યુપત્ર કરી રાખેલું છે. તેમાં સાફ **મીનીટ**[illegible]રો-માર્યો છે કે "મારા છોકરાં છૈયાંમાંથી જે કોઈ માંસભક્ષણ કિંવા મદ્યપાન કરે તેને મારી દોલતમાંથી એક દાકડો પણ ન આપવો." ખેર, એ વાત એટલે. મારા મરનાર ભાગીઆને પાછળ છોકરૂં છૈયું કંઈ નહીં હતું તેથી પેઢીના ધણીરણી હવે આપણેજ. પણ, એ પેઢીનું નીમક ખાધેલું એટલે એની વિધવાને નફા નુકસાનનો $\frac{1}{3}$ અને મને $\frac{2}{3}$ એવી નવેસરથી ગોઠવણ અમે કરી.

મારા લગ્ન પછીના ૨૦ વર્ષ સુધીનો હેવાલ વાંચનારના ખ્યાલમાં એ રીતે ઉતાર્યો હશે. વાંચનારને યાદ હશે કે એ મુદ્દતમાં મને 'ધનના બૃહસ્પતિ' જેવું થએલું. વેપાર બધો

સવળો પડતો ગયો અને મારા નસીબના હતા તે પાંચ પૈસાની મને પ્રાપ્તિ પણ સારી થઇ. હવે તો એ બધો કારભાર મેં મારા છોકરાઓને સોંપી દીધોછે અને હું એ જંજાળમાંથી ઘણો ખરો છૂટ્યો છું એમ કહું તોએ ચાલે. ૨ છતાં, છોકરાઓના કરેલાં કામપર હજુ મારી નિઘેબાની ખરી. એવી દેખરેખના કામમાં દરરોજ એક કે બે કલાક કહાડવા પડે તે માફ બાકીનો સઘળો વખત શાસ્ત્ર અને ધર્મ સંબંધી પાના પુસ્તકો જોવામાં હું ઘણું કરીને નિર્ગમન કરૂંછું. મારે કબૂલ કરવું જોઇએ કે ધર્મશાસ્ત્ર વગેરેમાં હું કંઇ ઘણો પ્રવીણ નથી. પરંતુ, કાળક્ષેપન કરવાને આ વિષય મને બહુ ગમત ભર્યો લાગેછે. મારી લીધેલી પેલી વિશાળ જગ્યામાં બગીચાનું કામ તો એવું સપાટા બંધ ચાલુ કર્યું કે, તે ખાતાનો વર્ષ દહાડાનો ખર્ચજ લગભગ રૂ. ૧૦,૦૦૦ થાયછે. ફળફુલ, શાકપાંદડું એટલું બધુ થાયછે કે તેની પેદાશમાંથીજ અર્ધો ઝાઝેરો ખર્ચ નીસરી જાયછે અને બકાલા વગેરે કોઇ પણ જણસનો મને દોકડા એકનો પણ ખર્ચ કરવો પડતો નથી. વાડીના મધ્ય ભાગમાં એક રોનકદાર બંગલો બંધાવ્યોછે. તેની અંદર ચિત્રવિચિત્ર,રંગ બેરંગી, તરેહ તરેહનું, જ્યાં જેવું શોભે તેવું ફરનીચર રાખી બધું રમણીય કર્યુંછે. આગળ એક કંપાઉન્ડ આવી રહ્યોછે તેમાં શોભાયમાન ફુલ ઝાડો, પગવાટો,લીલું કુંજાર જેવું—જમીનની સપાટીથી ફક્ત બે ઇંચ એક સરખું ઉપર નીસરી આવેલું ઘાસ—કોઇ કોઇ ઠેકાણે બનાવટથી પડાકાર થવા દીધેલી ઘાસથી આચ્છાદિત ટેકરીઓ, કોઇ કોઇ ઠેકાણે તેવાજ ઘાસના ચોરસો, ત્રિકોણો વગેરેથી જોવા લાયક અને શોભાદાર બનાવવામાં મેં બાકી રાખી નથી. એ વાતની ખાત્રી મને મારા લંડન શેહેરના તથા બીજા ફેશનના પૂજારાઓ તરફથી મળી. તેમનાં ધ્યાનમાં એ બધું અછું ઉતર્યું. એ બધે ઠેકાણેથી કોઇ કાકા થઇને, કોઇ મામા થઇને, કોઇ કોઇના સગપણનો દાવો કરીને તો કોઇ મસિયાઇ દાવે, આઘેથી છેટેથી તસ્દી લઇ મારે ત્યાં પધારી મને

પાવન કરવાની પહેલ પહેલાં ઘણીવાર કૃપા મહેરબાની કરતા. યથાશક્તિ હું તેમની પરોણા ચાકરી કરતો, પરંતુ માંસમદિરાનું તો મારે ત્યાં નામ નહીં, તેથી સ્વભાવિકપણે એ મારા પરોણાઓ તો અંદરથી નારાજ થતાં, પણ કરે શું? મારા ગંભીર દેખાવ, (ગર્વ ન છતાં) પૈસાના કારણથી માણસના વદન ઉપર આવેછે તે નૂર, તથા સૌથી મોટા કારણમાં મારી પ્રસિદ્ધ કરેલી એક માંસમદિરા નિષેધક નાની પોથીની ભેટ, જે ભેટ હું ઘણે ઉદાર હસ્તે જેને તેને કરતો, તથા તેની સાથે એ બાબતસર જે જે વાંધા અને તકરાર ઉઠાવવામાં આવે તેનું થંડે પેટે ખાત્રીપૂર્વક હું જે નિવારણ કરતો તેથી, તેઓ સર્વે વિદાય થતી વખતે ખરા દિલથી તો કોઈક, પણ બહારથી દેખડાવવાને, મારો ગુણ પાડ માનીને, અથવા માનવાનું ડોળ ઘાલીને ઘણું કરીને હસ્તે મુખે જતા માલમ પડતા. તેમાં કોઈ કોઈ ઉપર ઘણી સારી અસર થએલી મારા જોવામાં આવતી. પરંતુ, માંસાહારી અને મદ્યપાનીઓને અરૂચતી પરોણા ચાકરી છતાં, સગપણ અથવા દોસ્તી દાવે મારે ત્યાં મારા સગાંવહાલાં પધારતાં તેથી જો કે, મને તો ખરેખર આનંદ થતો, તોપણ તેનું છૂપું કારણ તો 'સૌ પૈસા ભાઈના પાડ'. નહીં તો, અહીં સુધી તેઓ મારો ભાવે શેના પૂછવા આવે? કોઈ એક ઠેકાણે કહ્યુંછે કે "કોરી જગતમેં અજબ ચીજ બનવાઈ,કોરી બીન બાતાં કરે સોહિ લપુરાઈ". વારૂ ફેર-વાંચનારે જાણવું કે હવે મારો ખર્ચ વર્ષ દહાડે રૂ. ૩૦,૦૦૦થી જાદે થવા લાગ્યો, પરંતુ, મારી વાર્ષિક પેદાશ સાથે સરખાવતાં મેં ઉપર જણાવેલા પ્રમાણથી તે વધારે નહીં હતો.

પેઢીના કામના મેહેતા મુત્સદીઓ તથા ઘરકામના બીજા માણસ ચાકર, દાસદાસીઓ તો જુદાં, પણ, વાડીના સંબંધમાં હવે મારે ત્યાં ૩૫–૪૦ માણસ ખપેછે, તેમને રૂ. ૨૦ થી રૂ.૩૦ નો દરમાયો હું આપુંછું; તે શિવાય, વાડીમાં તેમને બાયડી છોકરાં સાથે રહેવા સારૂ પાસે પાસે નાનાં પણ રોનકદાર ઝું-

પડાં બંધાવી આપ્યાંછે તે જુદાં. તેમાં હવા અજવાળાથી ઓ-રડા ઓસરી ખાસાં, સઘવડવાળાં, કરી આપ્યાંછે. આંગણામાં તથા આસપાસ ફુલ ઝાડો, વેલા વેલીઓ, વાવી ઉગાડીને તે-મણે પોતાના ઝુંપડાં બંગલા જેવાં સુખદાયક કરી નાંખ્યાં છે. અને તેથી બાગની શોભા પણ કંઈ નથી જતી. વાડામાં જામફળ, જાંબુ, સીતાફળ વગેરે ફળફળાદિના ઝાડો પણ તેમણે રોપ્યાંછે. તે સર્વેનો ઉપભોગ પોતાના ઘરમાં જોઈએ તે પ્રમાણે કર-વાને તેમને મારી સદર પરવાનગી છે. ઘરમાં, બનતી સ્વચ્છતા રાખવાને મારો તેમને સખ્ત તગાદો છે. તેથી કરીને બહાર તેમ અંદર, વર્ષમાં એકવાર પણ ચૂનો ધોળવાને તેઓ ચૂકતા નથી. રંગના કાગળ વગેરે લગાડવાની મારી તેમને ચોખ્ખી મનાઈ છે, કેમકે, તેથી કરીને અંદરથી ઉધાઈ લાગી ભીંતના ગીલાવા ( કફલાદ ) ને નુકસાન થઈ, જતે દહાડે ભીંત નબળી પડી જાયછે. વ્યસનવાળા માણસને, પછી તે ગમે તેવો હોશી-આર હોય તોપણ, મારે ત્યાં નોકરી રાખવાની ચોખ્ખી ના. તેથી મારા સર્વ માણસો દારૂ તો શું, પણ તંબાકુ સુધાંને ઓળે પણ ઉભા રહેતા નથી. અને તે કારણને લીધે તેમના બાયડી છોકરાં પણ ઘણા સદ્‌ગુણી, વિચારી, અને મહેનતુ દેખાયછે. તેઓ હમેશાં પાડાપડોસમાં હળી મળીને ભાઈચારો રાખી રહે-છે, એવાં કે કોઈ દહાડો શસ્યાં વસ્યાં જાણ્યાં નથી. મારા માળી-ઓનો એક મુકાદમ છે, તેની ઘરવાળી સારી ભણેલી ગણેલી અને હોંશીઆર છે. ભરતાં સિવતાં પણ તેને સારૂં આવડેછે. પણ તે બિચારીને પેટ છોકરૂં છૈયું કંઈ નથી. તેણે વાડીમાં નાનાં નાનાં છોકરા છોકરીઓને ભણાવવાની એક નિશાળ કાઢી છે. તેમાં તેને વર્ષ એકની રૂ. ૩૦૦ ની આવક છે. બીજો એક માળી છે, તે મોટો ધર્મ નિષ્ઠાવાળો છે. એણે ધર્મસંબંધી જ્ઞાન સારૂં સંપાદન કર્યું જણાયછે. હર આદિત્ય વારે એ કથા કરેછે. તે સાંભળવાને આસપાસના લોકો ઘણા એકઠા થાયછે. કોઈ કોઈ વખત મોટા પ્રેમથી તેઓ મધૂર કીર્તનો ગાયછે. મોટા

દમામ સાથે નહીં—સાદાઇથી, પણ ઈશ્વરપ્રીત્યર્થ, વાડીમાંજ, આ પ્રમાણે જ્યારે બનેછે, ત્યારે ત્રણ ચાર મૈલ ઉપર આવેલા દેવલમાં જવાની શી જરૂર છે? પરમેશ્વર તો સર્વ વ્યાપકછે. વગેરે જુદે જુદે પ્રસંગે મારા સમજાવ્યાથી, વાડીના માણસોના ધ્યાનમાં એ વાત ઉતરી. આવી ઘર બેઠા ગંગા છતે ઠાલા હલાક શા માટે થવું જોઇએ? આમ કરવામાં બે લાભ (૧.) ત્રણ ચાર માઇલને છેટે આવેલા દેવલમાં જવાની પીડા પતે અને (૨) દેવલના પાદરી સાહેબ ગમે તેવા મોટા વિદ્વાન પંડિત હોય તોપણ માંસ મદિરાનું દુર્વ્યસન જેને અંગે તેના સંસર્ગથી મારા માંસ મદિરા ત્યાગી સંપ્રદાયને હાની પહોંચ્યા વગર કેમ રહે? તેમ અહીં પણ આમારા માળી ભગતનું વ્યાખ્યાન સાંભળવાને,તથા કોઇ કોઇ વખતે ભજન ગાવાને સો કરતાં વધારે માણસ ભેગું થાયછે. તેમના એકઠાં મળી ગવાતાં ભજનની હુ શી તારીફ કરૂં? 'મુખમેં રામ બગલમે છૂરી, ભગ્ત ભયા પણ દાનત બૂરી' જેવું બીજે ઠેકાણે દીઠામાં આવેછે તેવું અહીં થોડુંજ કોઇના દીઠામાં આવશે. કોઇ કોઇ વાર આગળથી ખબર કરવામાં આવેલા કોઇ તેવા વિષય ઉપરના તેના જાહેર વ્યાખ્યાનમાં ઘણી મોટી ભીડ થાયછે. તેવે પ્રસંગે આ ગરીબોની મંડળીમાં હું લક્ષાધિપતી છતાં સામેલ થવાને હીણપત સમજતો નથી. મેં તથા એણે એકઠા મળીને શ્રીમંત તથા ગરીબ કુટંબોમાં ખર્ચ ખૂટણ કેટલું અને શી રીતે કરવું એ વિષે થોડા, સમજમાં ઉતરે તેવા મુખ્ય મુખ્ય નિયમો યોજી કાઢ્યા છે. દાખલા તરીક (૧) "માતબર હો કે ગરીબ પણ, દરેક માણસે કોઇનું કર્જ નામે ન થાય તે વિષે મોટી ખબરદારી રાખવી" (૨) "પોતાની કમાણીનો કંઈ નહીં તો $\frac{1}{3}$ ભાગ સાંચી રાખવો," એટલે ન કરે નારાયણ, ને તેવો, વખત આવી પડે તો, પોતે અથવા પોતાનાં બાયડી છોકરાંને બીજાને બારણે જવાનો પ્રસંગ ન આવે—વગેરે વગેરે. એ ભલા માળીને ૧૫-૧૬ વર્ષનો એક છોકરો છે. તે કાબેલ અને આગળ જતાં

પ્રતાપી નિવડવા જેવો પ્રથમથીજ જણાયાથી તેને સ્કૂલનું ભણતર પૂરૂં કરાવીને મેં કાલેજમાં વધારે શિખવા સારૂ મોકલ્યો અને તેનો સર્વે ખર્ચ મેં આપવો ચાલુ કર્યો, કેમકે, એ છોકરો આગળ જતાં સારૂં નામ કહાડશે એવી મને પક્કી આશા બાંધવાના ચિન્હો એનામાં જણાયાં. બીજો એક એનો મોટો છોકરો છે, તે પણ, તેવોજ હોંશીઆર છે. તે છતાં, એને કાલેજનું ભણતર ભણાવવાનું એના બાપને નહીં બનેલું, પરંતુ, તેની હોંશીઆરી તારીફ કરવા લાયક છે. ૧૬ વર્ષનો હતો ત્યારથી મેં એને રૂ. ૨૦ ના દરમાયાથી બાગના કામ ઉપર રાખેલો; તે ઘણો વિશ્વાસુ અને અંગ તોડીને કામ કરનારો નિવડયો. તેથી, થોડાજ દહાડામાં મારી શિફારસથી એને એક મોટા ધનવંત ઉમરાવને ત્યાં ભોજનશાળા અને કોઠારીના કામની દેખરેખ રાખવાની નોકરી મળી. ત્યાં એને ખાવાપીવાની કોઇ વાતની મણા ન હોતી. પરંતુ,નાનપણથી તે મારા હાથ તળે રહેલો તેથી, માંસ તથા મદિરા એને હરામ હતા. અને એ નિયમો મારી નોકરી છોડયા પછી પણ એણે એવાજ પણથી પાળ્યા. એટલુંજ નહીં, પણ, એના સહવાસ તથા ઉપદેશથી એના સંબધમાં રહેનારા કેટલાક બીજા નોકર ચાકરોએ પણ એનીજ માફક માંસભક્ષણ તથા મદિરાપાનને નામે જળ મૂકયું. આથી, એના શેઠ, કે જે કાઈ જે તે નહીં હતો, તેને વર્ષ દહાડે ઘરખર્ચમાં આગળ કરતાં રૂ. ૫૦૦૦ ની કિફાયત પડી. આથી એના શેઠના એના ઉપર ચારે હાથ થયા. એણે એને રૂ. ૩૦૦–૪૦૦ ની કિમ્મતનું એક સોનાનું ઘડીઆળ ઇનામ દાખલ આપ્યું. એ ઘડીઆળ ઉપર એના નામ શિવાય એના પ્રમાણિકપણા તથા હોંશીઆરીની તારીફ કોતરાવેલી છે. બાદ રૂ. ૪૦ ઉપરથી એનો પગાર એકદમ વધારીને એના શેઠે રૂ. ૧૨૫ કરી આપ્યો. એનો, એ ભલો શેઠ તો સ્વર્ગવાશી થયો. પણ, તેની પાછળ એના દિકરાએ પણ આ છોકરાનું માન સારૂં રાખેલું જણાયછે. પોતાના બાપે એને રૂ. ૨૫૦૦ આપવાને પોતાનાં વશિયતનામામાં ફરમાવેલું તે પ્ર-

માણે એ રકમ એ નાના શેઠજીએ એને આપી, એટલુંજ નહીં પણ તે ઉપરાંત પોતાની તરફથી એના પગારમાં રૂ.૫૦ નો દરમાહ ધારો કરી આપ્યો. આવી એની ચઢતી થએલી છતાં, ખાવાપીવાની બાબતની સાદાઇ એણે આગળ પ્રમાણેજ ચાલુ રાખી. માંસભક્ષણ તથા મદિરાપાનની હરામ લત એણે છોડી તે છોડી. પાછી પકડવાની લાલચમાં એ હજુ પડયો નથી. અને જુઓ તેનું ફળ: હાલ તેને વર્ષ. દહાડે રૂ.૧,૦૦૦ પેનશન દાખલ એનો ભલો શેઠ આપેછે; બાદ વાડી વતન મળી કુલે એની પાસે નાંખી દેતાં રૂ. ૭૫૦૦૦–૮૦૦૦૦ ની મતા હોવી જોઇએ. એની વહુ પણ સારી ભણેલી ગણેલી હોઇને, મોટી ઘરરખુ છે. ભરવા સિવવાના કામમાં એ ઘણી કૂશળ ગણાયછે. એ કારણથી એ બાઇની પોતાની એલાયદી પેદાશ પણ સારી છે–તેમની બન્નોની આવી સારી સ્થિતિ જોઇને, માવીતરને થાય, તેવો આનંદ મને થાયછે. તેની એક બહેન છે તે પણ તેવીજ પ્રવીણ છે. તે શિક્ષકનું કામ કરેછે. એ કામ એણે પાંચદશ કુટુંબોમાં કર્યુંછે. તેઓ સર્વે કેવળ એના ઉપદેશથી માંસ મદિરાના ત્યાગી બન્યાછે, એમ કહેવાને કંઇ હરકત નથી. કંઇ નહીં તો ૧૫ વર્ષ થયાં એ શિક્ષકનું કામ કરેછે. નાની હતી ત્યારથી મેં એને મારા ખોળામાં રમાડેલી, તેથી મારી પોતીકી છોકરી જેવું, મને તેના ઉપર વહાલ આવેછે. શિક્ષકપણાના કામમાં ૧૫ વર્ષની મુદતમાં એણે રૂ. ૪,૦૦૦ બેંકમાં જમે કરવ્યાછે. પોતાની બેંક બુક એણે મને બતાવી, તે જોતાંજ મને બહુ ખુશી થઇ, અને તેમાં મે મારી ગાંઠના રૂ. ૧,૦૦૦ ઉમેરી રૂ. ૫,૦૦૦ કરી આપ્યા. બાદ મેં એને કહ્યુંછે કે, મારી જીંદગી સુધીમાં, એજ નીતિએ ખરા પરસેવાની મહેનત ચાલુ રાખી બધા મળી એ રૂ. ૧૦,૦૦૦ એકઠા કરે તો મારે એને એ દશના પંદર હજાર કરી આપવા.

એ રીતે **માંસભક્ષણ** તથા **મદિરાપાન** ત્યાગ કરવાથી, દિવસે દિવસે અમારા તથા બીજા એક બે કુટુંબોની કેવી ચઢતી

થઇ, એ બતાવી આપવાના હેતુથી મેં એક નાનું સરખું પુસ્તક છપાવી પ્રગટ કર્યું. તેની પ્રથમ આવૃત્તિએ મેં ૩,૦૦૦ નકલો છપાવી. અને તે સર્વે મેં મારા ગામના લોકોમાં મફત વેહેંચી. એ પોથીમાં મુખ્ય મુદ્દો એટલોજ છે કે, માણસોએ **માંસ-ભક્ષણ, કે મદિરાપાન કરવું નહીં**, તથા કોઇબી કેફી વસ્તુને નાદે ચઢવું નહીં. જેમ બને તેમ એ વિક્રાળ શત્રુઓથી દૂર રહેવું. કેમકે, એમ કર્યાથી માણસના શરીરની સુખાકારી સારી રહેછે; મનને વિષે શાંતપણું રહેછે; પાપ શું અને પુણ્ય શું એ વિષે એની મેળે ભાન રહેછે; કામ કરવાનો તેથી ઉત્સાહ વધેછે; અને ટુંકમાં કોઇ પણ આડે રસ્તે ઉતરવાની તેની વૃત્તિ થતી નથી. આ નાની પોથી વાંચીને ટૂંક મુદ્દતમાં, માંસ મદિરાનો તદન ત્યાગ કરનારા, ફક્ત અમારા ગામમાં ૪૦ કુટુંબો થયાં. આમાંનો એકતો મોટો અમલદાર છે. તેને ત્યાં અત્યાર સુધી ફક્ત ઘરખર્ચમાં રૂ. ૨૦,૦૦૦ ઉપડતા. પરંતુ, મારા બોધ પ્રમાણે માંસ મદિરા ઉપર જળ મુક્યું ત્યારથી, એનો એ સર્વે ખર્ચ રૂ. ૧૫,૦૦૦ માં પતી જાયછે. શિવાય, એણે પોતે મારી આગળ કબૂલ કર્યુંછે કે, મારી તબીઅત પણ આથી ઘણી સુધરી ગઇછે. બીજો એક જણ તો વકીલ છે. એના દાક્તરે તો એને દહાડામાં ત્રણવાર સૂપ ( એટલે માંસનો ઉકાળો ) લેવાની ભલામણ કરેલી. શરીરમાં તાકાત નહીં, તે આણવા કાજે એ ઉપાય એના દાક્તરે બતાવેલો, પરંતુ, જ્યાં જઠરાગ્નીજ મંદ—હલકો ખોરાક ખાઇને તે પચાવવો મુશ્કેલ, તો આ ભારે ખોરાક, તે એને કેમ પચે ? પણ દાક્તર સાહેબ એટલે તેમની અકલમાં તે કેમ ખામી કહાય ! એક બાજુથી ભારે ખોરાકે કરીને તીવ્ર થવાને બદલે પાચન શક્તિ મંદ થતી જાય અને બીજી બાજુએથી તેને પ્રદિપ્ત કરવાને દારૂનો આખો એક શિસો ઉડાવી જવાને ખુલ્લ પરવાનગી આપી. આ ઉપચારે કરીને કંઇ સંગીન ફાયદો તો તેને થાયજ શેનો ? પણ ઓર, એ વકીલ સાહેબ એથી વધુ માંદાં

થયા. દરરોજ મેડીસીન ( ઔષધ ) તો એમને કપાળે ચોંટેલુંજ. અને જોકે, પોતે સમૃદ્ધિવાન હતો–આવક મોટી હતી–તોપણ, જે આવે તે સર્વે પૂરૂં થઈ જતું. એની હમેશાં એજ ફરીઆદ કે મારી પાસે એક દોકડો સિલકમાં રહેતો નથી. ભલે ભાગ્યે તેની સાથે અચાનક મને મુલાકાત થઈ. મારો તો, જ્યાં બેસું ત્યાં, લાગ આવે, એ વિષય ઉપર બોધ કરવાનો અભ્યાસજ હતો. કહેવત છે કે. 'ગરજી ને દરદી બે બરાબર' તેમ એણે પણ મારી વાત તપાસી જોવા મન ઉપર લીધું. મારી સલાહ પ્રમાણે એણે અમલ કરવા માંડ્યો. દિન પરદિન બીજા કોઈ પણ ઓષડ શિવાય ફક્ત મદ્ય માંસ ત્યાગ કર્યાથી એને ફેર પડતો જણાયો. અને આખરે એ તદન સાજો થયો. આજે એ મને પોતાના ઉસ્તાદજીની ઉપમા આપેછે. અને ખરેખર જ્યારથી એ મારો ચેલો થયો ત્યારથી એ બધી વાતે સુખી થતો ગયો. પાછળ કહ્યુંછે કેની કેઃ—

"શરીરે સુખી તે સુખી સર્વ વાતે
શરીરે દુખી તો દુખી છે સદા તે."

એ રીતે શરીરે તે તદન નિરોગી બન્યો અને ખર્ચની બાબતમાં તો આગળ કરતાં તેને અર્ધામાં ઉકલતું. દારૂના વ્યસનથી તે આગળ કોહોળા જેવો ફીક્કો દીસતો, પણ હવે તેના મોં ઉપર સુરખી માલમ પડેછે. ત્રીજા જાણ્યા જેવા નંબરમાં એક પાદરી સાહેબ છે. ધર્મનું જ્ઞાન તો એ પાદરીને સરાસરી સારૂં હતું, પરંતુ, તેને દારૂની હરામ લત ઘણી લાગેલી, તેથી તે હમેશાં ઘણો દેવાદાર રહેતો. એને નસીબે ભીખ તો જાણે ચોંટેલીજ; ધર્મને બહાને તે કંઈ કંઈ ઢોંગ ઉઠાવે અને બીચારા ભોળા ભલાઓને આડા અવળા સમજાવીને ઠગે; એ એની ચાલથી તે છેક દુર્દશાને પામ્યો. ધર્મનું એને સારૂં જ્ઞાન છતાં એના ઉપર ધર્મ ભોળાઓનો પણ ફીટકાર થયો. અને આખરે એ તદન લાચાર બની ગયો. એને પણ સુધરી

જવાનો અનાયાસે પરમેશ્વરે પ્રસંગ આણ્યો. હું પૈસાદાર છું અને ખેરાઆત ખાતે બે પૈસા વાવરૂંછું, એવું મારે વિષે સાંભળીને એ મને શોધતો આવ્યો. ગમે તેવો માણસ આવે તેનો પહેલવહેલાં ઘટતો આદરસત્કાર કરવાનો તો મારા ઘરનો રીવાજજ હતો, કેમકે, નીતિશાસ્ત્રમાં કહ્યુંછે કેઃ—

" આવે કદાપિ ઘેર અરિ, ઘટીત આપવું માન;
કાપનાર ને ઝાડ પણ, આપે છાયા દાન."

તો આ તો પાદરી બાવા, એટલે જો કે મને એના વિષે થોડી ઘણી માહિતી હતી તોપણ, બાહ્યમાન આપ્યા વગર કેમ ચાલે? લાચારી બતાવી પોતાના રડાણાં એ રડી રહ્યો, પછી આપણી તો ચાલ કે કોઈ પણ વાતના મુળ કારણ ઉપર ઉતરવું. એ રીતની તપાસ ચલાવતાં,એની આવી દુર્દશાનું કારણ એનેજ મોંઢે મેં કબુલ કરાવ્યું અને પછી આપણે આપણી બોધ વિધિ ચાલુ કરી. દાખલા દલીલોથી એના મન ઉપર એવી તો આબાદ અસર થઈ ગઈ કે એ તદ્દન સુધરી જઇને આજે જુદોજ માણસ થઇ ગયોછે એમ કહું તો ખોટું ન કહેવાય. પોતે ધર્મગુરૂ છતાં આજે તે મશ્કરીમાં મને પોતાનો ગુરૂ કહી બોલાવેછે. હવે ઉપજ કરતાં કદી પણ વધારે ખર્ચ એને થતો નથી. પણ ઓર બે પૈસાનો જીવ કરવાને તેને બની આવેછે. આ ઉપર ટાંકેલાં થોડાં દૃષ્ટાંતો ઉપરથી તથા મારો પોતાનો મોજૂદ દાખલો ધ્યાનમાં લઇને "**માંસભક્ષણ તથા મદ્યપાન**" જો લોકો છોડી દે તો મારી ખાત્રીછે, કે દેશમાં દરિદ્રતા અને દુઃખ જે દીઠામાં આવેછે; ચોરી, મારામારી, ખૂન વગેરે નાના મોટા અસંખ્ય અપરાધો જે ઠામઠામ એ પાપી વ્યસનોના મદથીજ નીપજેછે; તેના દશ ભાગ કરીએ તો નવ ભાગ જરૂર નાબૂદ થઈ જશે. અને સર્વમય શાંતિ તથા આબાદી થઇને દેશ ઉપર જે કરજ અને કરનો બોજો દીઠામાં આવેછે તે ઘણે દરજ્જે ખરેખર ઓછો થઈ જશે.

મારી વાતના આ ચાલતાં પ્રકરણ સુધી મારી મોટી છોકરી કુંવારી હતી તેથી તે મારે ત્યાંજ રહેતી. અને અમારે ત્યાંનું ઘર ખર્ચનું સઘળું કામકાજ તેજ તપાસતી. ખર્ચ ખૂટણનો તે હિસાબ રાખતી તથા માણસ ચાકરના હસ્તકની નાની નાની હાથ વહીઓ વખતે વખત તપાસતી. એથી કરીને તેમને હાથે થતાં ખર્ચમાં 'કોના બાપની દિવાળી' જેવું બનતું નહીં. મારે ત્યાં એટલાજ માટે જે કંઈ બને તે બધું તોળી માપીને, પછી લોકો અમને ચીકણા કહો, કે ભલે સૂમ કહો—પણ અણઘટતી રીતે એક પાઈ પણ અમારે ત્યાંથી બનતાં સુધી કોઈ નજ પામે. મારા છોકરાઓને સુધાં, તેઓ સમજણા થયા ત્યારથી એજ મારૂં બોધવચન કે "ભાઈઓ ઉડાઉપણું ન રાખતાં, જે કરકસરથી રૂડી રીતે રહેશો અને ઘરમાં બે પૈસાનો ઉગારો પાડતે છતે, બહાર જનમાં સારૂં દેખાડશો, તેનેજ મારી મિલકતનો મોટો વારસો હું આપીશ." એ વાત એમના દીલમાં એવી તો ઉતરી ગઈ છે કે પરમેશ્વર કૃપાએ મારા છોકરાઓમાં એક પણ અવિચારી નથી. તેઓ સર્વે મર્યાદશીળ હોઇને આજે બાંધ સમાણા થયા છતાં, હજુ મારી આજ્ઞા કદી ઉલંઘન કરતા નથી. આ બધાનું મુખ્ય કારણ તો અમારી પોતાની વર્તણુંક. 'દેખ દેખે અને શીખ શીખે;' 'બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા;' આ નાની પણ સમજે તેને ઘણી કિંમતી કહેવતો છે. એ જાણે છે સૌ, પણ તે પ્રમાણે અમલ બહુ થોડા કરેછે. વાંચનારને યાદ હશે કે મારા માબાપને મારે ગામ મેલીને, હું અત્રે આવી વસ્યો હતો. તે બન્ને જણ તથા મારા બીજા ભાઈ ભાડુંઓનો મોટો પરિવાર હજુ ત્યાંજ રહેતાં. મારા બાપને કાગળ પત્ર તો હું હમેશ લખતો; તે વાતમાં જરાએ ફેર ન પડવા દેતો; ઘણા દહાડા સુધી જેમ તે મંગાવતા ગયા તેમ હું તેમને નાણાં પણ મોકલતો; પરંતુ, પછી તો મને માલમ પડ્યું કે બાવાજી તો હાથમાં આમ પૈસા આવ્યા એટલે આગલો વખત તદન ભૂલી

જઈને જેમ મરજીમાં આવે તેમ ઉડાવી દેતા દેખું તેમાં પણ સારે રસ્તે એમને હાથે દોકડો એક પણ વપરાતો હોત તો જુદી વાત. પણ આતો, જે વાતને માટે હું આટલો બધો ઘેર અને બહાર બોધ કરતો આવ્યો છું તેજ વાતનું સો મણ તેલે મારા પોતાનાજ બાપને ઘેર અંધારૂં! આ તે માગથી શી રીતે સંખાય? આ કારણને લીધે મેં તો મારા પિતાજીને સાફ લખી વાળ્યું કે વર્ષ દહાડે રૂ.૫૦૦ ઉપર એક પાઈ પણ મારી તરફથી મોકલવામાં આવશે નહીં. વર્ષમાં એકવાર મારી ભલી માને મળવા જવાનો મેં રીવાજ રાખ્યો હતો. તે પ્રમાણે મારે હરવર્ષ જવું અને તેવામાં એ બાપડીને જે કંઈ જોઈએ કરીએ તે અપાવી આવવું. ગામ જાઉં તોપણ મારે મારો ઉતારો મારા પિતાજીને ત્યાં રાખવો નહીં. હું તો મારો મુકામ હમેશાં જુદોજ રાખતો, કેમકે મારા બાપાને તો જમતી વખતે અને તે પછી પણ ઘડીએ ઘડીએ ટંપલ વગર ચેનજ ન પડે અને ચીરૂટ તો જાણે બાટલીને બૂચ માર્યો હોય તે પ્રમાણે મોંમાંથી સૂકાયજ નહીં. તે શિવાય એક ડાબલી ભરીને તપખીર એના મોટાં નસકોરામાં ઉડી જાય તે જુદી. એક વખત બેઠાં બેઠાં મેં ત્રેગશીથી એજ હિસાબ કર્યો તો માલમ પડયું કે, એની એટલી ઉમ્મરમાં દારૂ, તમાકુ તથા તપખીર ખાતેજ કંઈ નહીં તોએ રૂ.૧૫૦૦૦ એણે ખોયા હશે. એવા વ્યસની માસે જેટલા પૈસા હોય તેટલા થોડા. રૂ ૫૦૦ ને બદલે મેં રૂ.૧૦૦૦ મોકલ્યા, માટે શું એને કપાળે કરજ ચોંટેલું તે ટળવાનું હતું? અરે રામ રામ કરો. હા, એટલું બનત કે, એકને ઠેકાણે બે બોટલ દરરોજ ઉડત અને ઘરમાં તંબાકુનો ધૂપ જરા વચમાં તૂટક તૂટક થવાને બદલે માતાના અખંડ દિવડાની પેઠ બળ્યા કરત. એ વાત વાંચનારના માન્યામાં ન આવતી હોય તો સાંભળો:—અમારો એક નજીકનો સગો ગુજરી ગયો. તે પોતાના વીલમાં મારા બાપના નામના રૂ.૰૦૦ કાઢી ગયો હતો. આ વાતની એ મહારાજાને ખબર થતાંજ વાર— હજુ

હાથમાં રૂપીઆ આવવાની વાત તો લાંબી રહી, દરમ્યાન એ મહિને એકલા દારૂના પીઠાવાળાનો આંકડો રૂ.૫૦૦ નો આવ્યો—એજ કારણને લીધે, મારા બાપ થયા તો શું થયું? પૈસાની બાબતમાં મારે જરા તંગ હાથ કરવાની જરૂર પડી. એ વાતસર, છોકરાથી બાપને લખાય તે મિસાલે, જુદી જુદી રીતે, જુદે જુદે પ્રસંગે, મેં મારાથી બન્યું તેટલું લખ્યું. પરંતુ, એ બધું 'ધૂળ ઉપર લીપણ' મારા બાપાજીના મન ઉપર મારા લખ્યાની કંઈ પણ અસર થાયજ શેની? એ પોતાની મેળે જે કરતા આવ્યા તે કરવાના. 'મળ્યા ત્યારે મીર, નહીં ત્યારે ફકીર'. ખીસૂં તાજું હોય ત્યાં સુધી પૈસો નામે પાસે ખૂંચે. બધું આવી રહે ત્યારે પાછાં હતા તેવા. કોઈ કોઈ વાર ઘરમાં ઓરવાની બૂમ પડે ત્યારે અકળામણ થાય, પણ તે તેટલીજ ઘડી. પાછું તેનું ભાન કોને? ખેર, એમના વિષે મને ઘણો ખેદ થતો નથી, કેમકે હવે એમને કાઢ્યાં એટલાં કાઢવાનાં નથી. પણ એમને લીધે એમની સાથે મારી માના ઘણા હાલ થાયછે, તેનું મને કોઈ કોઈ વાર ઘણું લાગી આવેછે. તેની સાથે મારાથી નાનાં મારાં ભાઈ બહેનોને પણ એ મારા પિતાજીએજ બગાડ્યાં એમ કહેવામાં ખોટું નથી; નહીં તો મારી ઇંદ્રીઓ એવી બેહેર નથી મારી ગઈ કે, એક લોહીને વિષે મને કંઈ લાગણીજ ન હોય. એ બધાં મારે ત્યાં ખાય તેથી કંઈ ખૂટી જાય એમ પણ થોડુંજ હતું. વાંચનાર જાણે છે કે તે વિષે તો મારે ત્યાં પરમેશ્વરની મેહેર છે. આગળથીજ હું મારા પિતાને લખતો આવેલો કે તમે જોઇએ તો ભલે ઘેર રહો, પણ મારા ભાઈ ભાંડુઓને મારી તરફ મોકલી દો, કેમકે, નહીં તો તેઓ બધાં તમારા જેવાં બનશે. પરંતુ, એ વાત જ્યાં સુધી હું એમને મંગાવ્યા પ્રમાણે જોઇએ તેટલા પૈસા વાળતો ગયો, ત્યાં સુધી એમણે માની નહીં. અને પછી તો 'અવસર ચૂક્યા મેહુલા'—જ્યારે એમણે મારા ભાઈ ભાંડુઓને મારે ત્યાં રવાના કર્યા, ત્યારે તો ઘણું મોડું થઈ ગએલું—મારે ત્યાં એ

બધા જણ આવ્યાંનેજ મેં તો જોયું કે એમનાં વિચાર, એમની રીતભાત સર્વે તરેહવાર—અને તે સંધાનું મૂળ જોવા જતાં, વાસ્તવિક રીતે એના કારણભૂત મારા બાપ એમ મારે પોતાને મોંઢે કહેવું પડેછે, ત્યારે મારા જીવને કંઈ કંઈ થઇ આવેછે. મારી મોટી બહેન છે તે બડી હઠીલી છે. જે તે વાતમાં તેને ફૂંગરાટ બહુ. કંઇ પણ કરતાં, લોકો અમને શ્રીમંત-મોટાં કહેછે, એ જે તે,એની મોટામાં મોટી અભિલાષા—અને એવી લોકોમાં ખોટી મોટાઇ મેળવવાના ઈરાદાથી તેને નહીં નહીં તે ઢોંગ કરવા પડે. સુખડીઓ, કાપડીઓ, બંધારો, માળી, મોચી, ધોબી, દરજી સૌ એના લેણદાર અને એ સર્વેને ધક્કેલા ખવડાવ્યાજ કરે. આ કારણને લીધે એ બધાં આવેલાં ત્યારથી દરરોજ મારા બારણા આગળ કંઇ નહીં તો કંઇ પણ માથા ફોડ સહવારથી સાંજસુધી ખરીજખરી. એ બધાએ માગનારા બિચારા ધક્કેલા ખાતાજ થાકે. એમનો પણ શો વાંક? જ્યારે આવે ત્યારે એકેકી એવીતો ધાપ તેમની આગળ મારે કે આપણા જેવાને તો તે સુઝે પણ નહીં. પણ માણસ તે એક વખત ઠગાય, બે વખત ઠગાય, પછી કોઈ સમજ્યા વગર રહે? અને હમેશા કોઇ એવું સાંખે પણ ખરૂં? અને એ બાઇસાહેબને તો 'લેના ઈસીકા દેના નહીં.' એવું તે કેટલા દહાડા નીભે? મારા નામની ખાતર થોડા દહાડા તો કોઈ ઝાઝું બોલ્યું કર્યું નહીં. પણ પછીતો દેવાદારને નહીં, ત્યારે લેણદારને શેની શરમ પડે? વખત જતાં એ સુભદ્રાના માંગનારા તો બેધડક મારે બારણે એલફેલ બોલવા લાગ્યા. "પાસે ન હોય ત્યારે "લઇએ શું કરવા? કોઇનું હરામનું ખાતાં શરમ નથી આવતી? "લેતાં સારૂં લાગ્યું અને હવે આપવું પડેછે ત્યારે કેમ મોત "થાયછે? અમ ગરીબ પાસે કામ શું કરવા કરાવીએ! અમા-"રૂં ગરીબનું ખાશે તેનું સત્યાનાશ જશે, ગરીબની આંતરડી "કકળાવીને કોઈ સુખી નહીં થાય." એવું એવું તો કંઈ કંઈ કહી જાય, પણ તેની શરમ હોય તેને કની? કોઇ કોઈ વાર તો

મારે કાને એવા પણ શબ્દો પડતા કે "છેતો આવી છેલ-
"છબિલી ત્યારે બતાવને અમને તારા માટીનું ઘર કે અમે
"તેનો છેડો પકડીએ? ધીર્યા તેમાં અમે કંઇ ગુનેગારી કરી?
"આ સૂમને (મારી બેઠકના ઓરડા તરફ આંગળી કરીને)
"કહે શું વળે? એ કંઈ કોઈને દાદ દે એવો છે? (પણ પાછા
"પોતાના દીલ સાથે જરા વિચાર કરીને) એને આપણાથી
"કંઈ કહેવાય પણ શી રીતે? એને ત્યાં લાખોનો વહીવટ
"આજ કંઈ વર્ષ થયાં ચાલે છે, પણ, એને બારણે કોઈએ
"આજ સુધી ધક્કો ખાધો સાંભળ્યોછે? એ બાપડાને સાદા-
"ઈથી રહેવું અને સાચે રસ્તે ચાલવું. પણ ત્યારેજ આવાં
"વાડી, વજીફા, મેહેલ, મશાલ, રખાયાં કેની? બાકી અહીં
"આવ્યો ત્યારે એની પાસે તે શી ખાખ બળી'તી? પણ
"તોએ આવાં ઘાલણીઆં (મારી બ્હેન તરફ હાથ કરીને)
"કરતાં એ બિચારો સૂમ કહેવાય છે તોએ ભલો." એ રીતે
કંઈ કંઇ વાનાં, મારે બારણે આવીને દરરોજ, બ્હેન થઈ તો
શું થયું, એ સંબંધીને લીધે, એના માંગનારાઓ આવીને
બોલી જતા. કોઈ કોઈવાર તો હું કાનોકાન તે સાંભળતો
પરંતુ, કરવું શું? પોતાનું ઘર કાંણું ત્યાં બીજાને શો દોષ દેવા-
ય? એ બિચારાઓનું લેહેણું કંઇ ખોટું? એ રીતે અમારે હાથ
પગ ધોઇને કોડ માગ્યા જેવું થયું. કહેવત છે કે 'આવ
બલા પકડ ગલા' તે પ્રમાણે અમને બન્યું. મારો કોઈ ગ્રહ
બળજ એવો. કે મેં અમથી એ પીડા ગળે ઘાલી. પણ વળી
એટલેજ વાત અટકી હોત તો કાળું મોઢું—આતો અમારે
ઉલટાં ગરથ ખર્ચીને ગંડુ બન્યાં જેવું થયું. ખાઈ પીઈ તાગડ
ધીના કરીને, અનેક રીતનાં અમારે નીચું જેવું પડે એવાં
કામ કરીને, વળી ઉલટાં અમને સૂમ, કંજૂસ, હાયદોશીઆ,
કૃપણ, કઠીઆરા અને એવાં એવાં અનેક દુષ્ટ વિશેષણો, અ
મારાં પેલાં કર્કશાબાઈએ આપવા માંડ્યાં. અમે તો અમારે
મોઢેજ કહીએ છીએ કે અમારે ત્યાં બધું રીતનું—તોળી મા-

પીને-પૈસો ઘણો થયો માટે કંઈ નાંખી દેવાનો કોઈએ કહ્યો છે? 'વધતી વહુ થઈ માટે કોઈ વિદ્યાર્થીને આપેછે?' પરંતુ, અમારા ભાંડુઓના હૃદયમાં એટલી વાત ઉતરે ત્યારે તો તેમના ને અમારા ભાગ્યનીજ વાત કેની! અમારે ત્યાંનું માંસ મદિરા વિનાનું ભોજન તો એમને ખીચડીઆ ખાણું લાગ્યું. એ તો મોંઢે મોંઢ કહે કે "તમે શું ખાઈ જાણો? ખાવું ખ-
"ર્ચવું એ કંઈ આસાન વાતો છે? ખાય કોના બાપનુ?
"ખાવા પીવાનું, પહેરવા ઓઢવાનું પણ જેના નસીબમાં હોય
"તેને કેની? તમારે કપાળે ઢોરને ખાવાનો ભાગ પાલોજ
"ચોંટ્યો છે અને તેજ તમે ખાશો. પૈસાદારને લોભ ઘણો
"હોય. પણ લક્ષ્મીનો શો ભરોસો છે? આજે છે ને કાલે નથી.
"ખાધું પીધું તે આપણા બાપનું. કોણે દીઠી છે કાલ?" એ રીતે 'મુફતકા ખાના ઓર મસીદમેં સોના' તે પ્રમાણે ખાઈ પીઈને વળી અમને ઘણાઘણીઆણીને ખાસડાં મારે તે જુદાં—એ સર્વને તો મારા ઉપર તથા મારી ઘરરખુ ઘણીઆણી ઉપર, તેની ઘર ચલાવવાની તજવીજ અને વિવેક વિચાર ભરી ગોઠવણોને લીધે મોટો ધિક્કાર પેદા થતો ગયો. એમણે તો અમને પક્કા મારવાડીની ઉપમા આપી મારી બ્હેન તો કહેશે કે "અરે બાઈ આવાં ચીકણાં! કોણ સાથે બાંધી
"ગયુંછે કે આપણે બાંધી જઈશું? બધુંએ અહીંનું અહીં રહે-
"શે. કોઈ સાથે સોગાત આપવાનું નથી 'આવશે ઘડા ને કાઢશે મેલા'", એવું એવું કોઈ કોઈ વાર અવિચાર્યું. કોઈ કોઈવાર દાંભિક વેદાંતી—કોહેલું—કટાણું. ઢંગ ધડા વગરનું બોલવું સાંભળીને મારી તો પગની જ્વાળા માથે જતી. જુઓ તો ખરા 'ગરથ ખર્ચીને ઘેલાં' 'ગુણના ભાઈ દોષ.' જાણે એ બધાનું કરજ કાઢ્યું હોયની? 'ખાનાં પીનાં ખેરસલા—ધીંગાણા બહોતેરા.' એને મન તો અમને પૈસાનો ઉપભોગજ કરતાં આવડતો નથી, બીજું તો રહ્યું, પણ એ કહે કે "તમે પેટ
"પણ પૂરૂં ખાતાં નથી. બળ્યાં, રડ્યું પેટ તે કેમ બાળ્યું પાલવે!

"આગ લાગી એ પૈસાને." વગેરે. 'જાણે ધનપાળશા ગો-ડીની દીકરીજ તો.' દીકરી દળનારીની ને નામ તો કે ગુલબા-ઇ.' બહેન થઈ તો શું થયું? ને બાપ થયા તો શું? હોય તેવું કહેવાને શી અડચણ છે? મેં તો મોંમાં તમાચા મારી લીધા કે, મારા તે શા ભોગ લાગ્યા'તા કે ફોગટની આ પીડા માથે હોરી લીધી? મારી સાથે તો હવે ઠીક, પણ મારી ગરી-બડી બૈયર સાથે એ ઘણું આથડતી. એ તો એ ભલી માટે સાંખી લેતી, બાકી એને શી એના બાપની ઓશીઆળ હતી? રફતે રફતે અમારા બહેનજીએ તો નણંદપણું બજાવવા માડયું; હસકે ટસકે મારી મોટી પોટી બાયડીને એ તો તોડી પાડવા જાય; આજ સુધી અમારા ઘરની વાત ત્રીજા કાનને ખબર ન પડતી; પણ આ અમારા ઘરના શત્રુઓએ તો અમારા ઘરની ફજેતીના ફાળકા કરી નાંખ્યા ને! જ્યાં ત્યાં અમારૂં વગોણું-પછી તો હું પણ કંટાળ્યો—મેં તો મનમાં ગાંઠ વાળી કે, હવે એમનું અંજળ મારે ત્યાંથી ઉપડયું. બાકી 'ચૂરમું ખાતાં આમ ચૂંક કાં આવે?' જુઓ ભાઈ, એમને મારે ત્યાં શું દુઃખ હતું? ખાવું પીવું મસ્તુંદવું—નહીં કામ કે નહીં કાજ. તેમ છતાં અમારા ઘરના આ ભવાડા! સહવારથી તે સાંજસુધી જ્યારે જુઓ ત્યારે એનું મોં હાલતું ને હાલતું. આ ખા, તે ખા-દરાખવાળો આવ્યો, દરાખવાળાને બોલાવ; અંજીરવાળો આવ્યો તો અંજીર એને જોઈએ; એમ ધૂળ બલા આખો દ-હાડો લે; ખાવું પીવું ને તીરંબાજી કરવી, એ જે તે આખા દહાડાનું એમનું કામ. એ શિવાય એમને બીજું કંઇ પણ સુઝે તો મારા બાપનાજ સમ! પૂરો પોહોર ઘડી દહાડો ચઢે ત્યારે તો એ બાઇ સાહેબ સુતાં ઉઠે. ઉઠે એટલીવાર—આની સાથે લડ; તેની સાથે વઢ; આને ગાળ દે; તેને ધમકાવ; એમ એના કંકાસથી તો પરમેશ્વર તોબા!! અમારા માણસ ચાકરો પણ હવે તો કંટાળ્યા. એમણે પણ હવે તો મારા ઘરની માઝા તોડી પરપૂંઠ બબડવા માંડયું કે "ભાઈ આ તો ન વેઠાય. એવી ના-

"કરી તો આપણાથી ન થાય. આટલા દહાડા નોકરી "કરી, પણ હવે તો ન બને." અમારા બ્હેનજીનો મીજાસ તો એમનાથી ન સંખાયો. અને ખરૂંજ છે તો, ચાકર થયો માટે ગાળ ખાવાને કોઈ બંધાયો છે? અને ગાળભેળ વગર લુખ્ખી વાત તો અમારા બાપના ઘરનાંથી થાયજ નહીં. બારે દહાડા અને બતરીસે ઘડી, એમનું મોઢું ગંધાતુંજ—મોંમાં એન્નફેન્નજ ઘાલ્યું. અમારા બ્હેનજીને સારાં સારાં કપડાં પહેરવાનો ઘણો સ્વાદ, પણ તે ઘડી વાળીને ઠીકઠાક રાખવાંનું તેમનાથી ન બને. એણે તો 'સળી ભાંગીને કટકા કરવાના' જાણે સમજ ખાધેલા. એની આટલી બધી શોખી છતાં, સ્વચ્છતા તે શું તેનું તો એને ભાન પણ નહીં. એ બાબતમાં તો એના નામનું કોહોળા જેવડું મોટું મીંડું; એ રીતે એના ગુણનું વર્ણન જેટલું કરીએ તેટલું થોડું. અને એજ મુજબ અમારે ત્યાં પધારેલાં બીજાં પરોણાં વિષે સમજવું—જાણે અમારે ત્યાં બધાં જાને આવ્યાં હોયની!

અમે તો ઘણુંઘણુંઆણી બેઉ જણાં મોટી ફીકરમાં પડ્યાં કે, આ લોકોના સમાગમથી અમારાં નાનાં નાનાં છોકરાં ખસૂસ બગડશે. આગળ અમારાં બધાં છોકરાં હમેશાં સહવારના છ વાગતાં પહેલાં ઉઠનારાં, વેળાસર ઉઠીને સૌ પોતપોતાને કામે વળગે; તે વિષે તેમને કહેવું પડતું નહીં. પરંતુ, અમારે ત્યાં પેલી ફોજ આવી ત્યાર પછીનાં, એમનું જોઈને અમારાં છોકરાં પણ, આઠ આઠ વાગતાં સુધી, પથારીમાંથી ઉઠેજ શેનાં? કહેવત છે કે 'ગધેડાની જોડે ઘોડું બાંધે તો તે છ મહિને ભૂંકવા શીખે.' આથી કરીને પોતપોતાના કામકાજમાં પણ અમારાં છોકરાં આળસુ થવાં લાગ્યાં—સુસ્તીના માર્યા થાયછે, કરાયછે, હમણા કરશું, પછી કરશું, એમ તેમને પણ થવા લાગ્યું. બાકી સ્કૂલોના ત્રિમાસિક પત્રકોમાં અમારાં છોકરાં ઘણી સારી ચાલનાં, ઉદ્યમી, પોતાના પાઠ કરવામાં કુશળ, એવા લેખાતાં, તેને બદલે, હવે તો ઉન્નટુંજ દેખાવા લાગ્યું—બધું

ચક્કરજ જાણે ફરી ગયું–અને એ બધાંનું કારણ શોધવા જતાં જાણોજ છો કેની 'સોબત તેવી અસર.' એ રીતે દેખાદેખીથી તેમને અનેક કુટેવો પડવા માંડી. તોપણ, મારી ઘરવાળી શાંત સ્વભાવની ને સમજુ હતી એટલો પરમેશ્વરનો પાડ. આવું જોયું, ત્યારથી એણે તો ચાએ બનાવનારી દાસીને સાફ હુકમ કર્યો કે સહવારના બરાબર ૬ા કલાકે ચાએ તૈયાર કરવી. અને ત્યારથી ચાએનો વખત એ ઠેરવ્યો. વખતસર હાજર ન હોય તે ભલે ચાએ વગર વકાસાં મારે. આથી અમારાં પોતાનાં છોકરાંઓજ માત્ર નહીં, પણ પેલાં ઉધ્ધણસીઓ પણ વખતસર ઉઠીને ચાએ પીવાને તૈયાર રહે. પરંતુ, એટલે શું વળે ? આવી એકાદિ વાતની સુધારણા થઇ, પણ 'ઉટના અરાઢે વાંકા' તે કંઇ, શિવાય કે પરમેશ્વરની પરમકૃપા, કોઇનાં કર્યાં પાંસરાં થતાં હશે ? એમને સુધારવાને કંઇ કંઇ ઇલાજો અને કંઇ કંઇ કલ્પનાઓ કરીને અમે તો થાક્યાં–એમની મોંકાણે, જૂના, ઇમાની, બિચારા અમારા ચાકર નફરો સટોસટ અમારી ચાકરી છોડી દેવા લાગ્યા–અમારા છોકરાઓમાં ગાળ એટલે શું તે આગળ કોઇ જાણતું પણ નહીં. પરંતુ, પેલી કહેવત પ્રમાણે 'પડોશીના ગુણ તો આવતાં આવે પણ દોષ તો આવેજ.' તેમ માણસ ચાકર સાથે તથા પોતપોતામાં, ગાળ વગર જાણે તેઓને પણ લુખ્ખી વાત કરવી હવે ભાવે નહીં. જેઓ આગળ કોઇ પણ મોટેરાં સામું હું કે ચું ન કરતાં, તે હવે સામાં ફડાફડ જવાબ દેવાં શિખ્યાં. કંઇ સારી શિખામણ દેવા જતાં સામાં ખાવાં ધાય. ટૂંકામાં અમારા ઘરમાં વિવેક, માન, મર્યાદા ઇત્યાદિ જે ગૃહસ્થાઇનાં ભૂષણો તે બધાં માંદાં પડી ગએલાં અમને જણાયાં–પછી તો મારાથી વધારે વાર સહન થઇ શક્યું નહીં. મેં તો તેમને જુદા ઘરમાં રાખ્યાં. અને તેટલા ખાતર મહિને દહાડે રૂ. ૧૦૦ થી ૧૨૫ નો નવો ખર્ચ માથે હોર્યો. તે છતાં અહીંનું ગળ્યું લાગેલું, તેથી, તેમને જુદે મકાને ખાવાં, પીવાં, સુવાં, બેસવાં, ઉઠવાં સર્વે

વાતની ગોઠવણ કરી આપેલી છતાં, તેમનામાંનાં અર્ધાથી ઝાઝેરાં, અમારે ત્યાંજ પડ્યાં ને પાથર્યાં રહેતાં આગળ અમારે ત્યાં જમતી વખતે બધાં મોં મચકોડતાં. તેજ હવે તો અહીં 'સુખે અડિંગા નાંખતાં'—અને રૂ. ૧૨૫ તેમના જુદા ખર્ચના આપવાને મુનીમને હુકમ કરેલો તેમાંથી છાંટા પાણી વગેરેની તેમને વળી વધારે સગવડ થઈ. એટલું કરીને પણ ધરાયાં હોત તો જુદી વાત. તેમણે તો મને ખબર ન પડવા દેતાં, સેંકડો રૂપીઆનો માલ મારે નામે બજારમાંથી જેમ મરજીમાં આવ્યું તેમ ઉપાડવા માંડ્યો. અને તેમાં એક કરતાં એક ચઢે. અર્થાત્ જેવું એમને આમ વગર મહેનતે હરામનું ખાવાં પીવાંને મળે છે, તેજ પ્રમાણે કપાળે પરસેવો આણ્યા પાછી મને મળ્યું હશે એવી એમની સમજ! શું કરૂં ભાઈ, મારી ઇજતની ખાતર એમણે કરેલું બધું દેવું બોચી ખંજવાળીને મારે દોકડે પૈકે ચૂકવી આપવું પડ્યું. ફક્ત છ મહિનાના અરસામાં એમણે આટલી ધમચકડ કરી મેલી, તો હમેશાનું હોયતો શું નું શું કરી નાંખે!! અમે તો હવે નક્કી કર્યું કે ગમે તે તાલ રચીને એમને હવે મારા બાપને ત્યાં પાછા હંકારી મેલવાં. પરંતુ, વેળાસર સાનમાં સમજીને જાય એવાં પણ ભલાં માણસ પડ્યાંની! અહીંઆજ રહીને જેમ મરાય તેમ મજે મારવી એજ તેમની અંદરની ભાવના—ખરેખર, આટલી ટૂંક મુદતમાં, એમણે તો મને 'લોઢાના ચણા ચવડાવ્યા.' આખરે ઘણો વિચાર કરતાં મને એક યુક્તિ સુઝી આવી. ઘણા દહાડા એકને એક ઠેકાણે રહેલાં, માટે મારી અર્ધાંગનાની મરજી એવી કે, કોઈ સમુદ્ર કાંઠેના હવાવાળે ઠેકાણે જઈ થોડા દહાડા સહેલ કરી આવવી. દરરોજ એ મારો જીવ ખાતી કે 'એકને એક દરમાં સાપ પણ મુંઝાય.' પરંતુ, કામકાજની ધમસાણમાં આજ સુધી મારાથી તેમ કરવાને બનેલું નહીં. માટે આ જોગ સાધવાનું હમણા મારા ધ્યાનમાં ઉતર્યું. તેમ વળી 'એક પંથ દો કાજ.' આયર્લાન્ડ

દેશમાં સમુદ્ર કાંઠા પરના એક ડુંગરા ઉપર આવેલા હવા ફેરને સ્થાને જવાની અમે તૈયારી કરી. ત્યારે નાઇલાજ થઈ પેલી બધી ધમંડળી રવાના થઈ. આ પ્રમાણે છળભેદથી મારે એમને રસ્તો મપાવવો પડ્યો, તેથી કોઇ જાણશે કે, મને ખુશી આનંદ થયો હશે તો તેમ જરાએ સમજવું નહીં. ખરે-ખર, મને તો આ પ્રમાણે કરતાં ઘણી દિલગીરી થઈ. આવો અણગમતો ઈલાજ અખત્યાર કરવાની ફરજ પણ મને એમ-ણેજ પાડી. બાકી એ સર્વે સલુકાઈથી રહીને ખાઇ પીઈને મોજો કરત, અને દોકડો એક કમાવાની કે કાડી ભાગીને કકડો કરવાની તસ્દી નહીં લેત, ત્યાં સુધી મારૂં એમનાં ઉપર આ-ટલું બેદીલ થવા જેવું થાત નહીં. તેમ જે આ ચોપડી અ-થથી ઈતિ સુધી વાંચવાનો શ્રમ લેશે, તેમની મને પૂર્ણ આ-શા છે કે, ખાત્રી થશે કે એમને મારે ત્યાં રાખવાનો ખર્ચ મને ભારે પડવા જેવું જરાએ મારા દીલમાં આવે તેમ ન હોતું, કારણ કે, તેમ હોત તો હર હમેશ હું મારા બાપને આગ્રહ પૂર્વક એ વિષે લખત શું કામ? તથાપિ, એમની રીતભાત, એમનો ખાઉધરો સ્વભાવ, ખોટું ડોળ ઘાલવું વગેરે એમની અગણિત કુટેવોની અસર મારા પોતાના ઘરમાં એમના સહવાસથી એટ-લી બધી વધી ગઇ કે તેથી હું એકદમ ગભરાયો અને ખરૂં પૂછા-વો તો એજ કારણને લીધે મને એમના ઉપર આટલો બધો ધિક્કાર પેદા થયો. તેમ છતાં મેં તેમનો કેવળ ત્યાગ કર્યો એમ ન સમજવું. એમને પણ સુધારવાના રસ્તા હું યોજતોજ રહેતો. આયર્લાન્ડ દેશથી પાછા વળ્યા પછી થોડે દહાડે, એ બધાંને લાગુ પડે એવો એક બોધપાઠ મેં લખી કાઢ્યો અને સુંદર અક્ષરે એક નાના પુસ્તકના આકારમાં મેં તે છપાવ્યો. તેની એકકી નકલ દરેકને મેં ભેટ મોકલી. તેમાં એમનામાંના એકે એકના ગુણ દોષનું આબેહુબ વર્ણન આણી મુક્યું, અને એજ રીત જો પકડી રાખી તો પરિણામ સારૂં નહીં નીપજે તથા "એમના હાલ કુતરા નહીં ખાય" એ સારૂ એમના ખ્યાલમાં

ઉતરે એવા મારા લખાણની કટારથી મેં પ્રયત્ન કર્યો. દારૂ વગેરે દુર્વ્યસનોથી દૂર રહેવાને ફરીથી એકવાર મજકુર પત્ર દ્વારાએ મેં એમને વિનંતી કરી. "અને અતઃપર એટલી મારી વાત જેણે માન્ય નહીં રાખી તેણે મારા તરફની એક કોડીની પણ આશા નહીં રાખવી." આમ ખુલ્લે ખુલ્લું મારા આ વિનંતીપત્રમાં લખ્યું હતું પણ 'પથ્થર ઉપર પાણી' 'ભેંસ આગળ ભાગવત': નીતિશાસ્ત્રમાં કહ્યુંછે કેઃ—

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ।
पयःपानं भुजंगानां केवलं विषवर्धनम् ॥

અર્થાત્—મારા ઉપરપ્રમાણેના એમના હિતના બોધથી એમનામાં કંઇ સુધારણા થાય અને એઓ મારો ઉપકાર માને એ આશાજ શી? સાપને જેમ દૂધ પાતે છતે ઝેહેરનોજ વધારો થાય તેમ એમને બોધ દેવામાં એમને મોઢે મારી નિંદા અને ઠેકઠેકાણે કુટુંબની ફજેતી એ એઓપ્રતિ મારા બોધનો પરિણામ થયો. મારા શિવાય, ભાઇ બ્હેન બધા મળી મને અગીઆર ભાંડુઓ. એ અગીઆરમાંનાં એકમાં પણ, મારા સામ, દામ, ભેદ, દંડ ભર્યા આટઆટલા યત્નો છતાં એક અણુમાત્રનો ફેર પડયો નથી. વૃંદ શતસઈમાં કહ્યુંછે કેઃ—

દુહો.

મૂરખકોં પોથી દિની, બાંચનકોં ગુન ગાથ;
જેસે નિરમળ આરસી, દિની અંધકે હાથ.

એવાં એક નહીં ને એક હજાર પુસ્તકો લખાય, તો પણ એમાંનું કોઇ સુધરે એવું મેં દીઠું નહીં, કેમકે, 'આંધળા આગળ આરસી—ને બ્હેરા આગળ શંખ.' એમને મન તો એમનાંથી ડાહ્યું અને સુખી કોણ? તેથી વાંચનાર જગત! હું તે શું કરૂં? હું લક્ષાધિપતી છતાં મારા ભાંડુઓ કંગાલીએતમાં કોહ્યાં કરે એ તમને ગમતું હશે? પરંતુ, જ્યારે મારા આટલા આટલા

પ્રયત્નો છતાં તેઓ ન સુધર્યા ત્યારે એમના ભોગ. મને તો એટલું ઠેકાણે પાડનાર પણ કોઇ હતું નહીં. નાની વયમાં પહેલવહેલાં અહીંઆ આવેલો ત્યારે 'ઉપર આભ ને નીચે ધરતી' શિવાય, મને તો કોઇની હુંફ પણ નહીં હતી—વિના ઇશ્વર —અને પરમેશ્વરની પરમ કૃપા વગર તો કંઈ બનેજ શેનું? હું અત્રે પહેલ વહેલો આવ્યો ત્યારે મારો એક કાકો હતો, તેની પાસે બે પૈસાનો જીવ હતો. મરતાં પહેલાં એણે પોતાનું વશિયતનામું કરેલું, તેમાં મારાથી નાના મારા ભાઇના નામની એ સારી રકમ કાઢી ગયેલો અને તેમાંથી મારા મજકુર ભાઇને વિદ્યાભ્યાસ કરાવવાને એણે લખેલું એટલે મારા સદરહુ ભાઇને તો શાળામાં અભ્યાસ પણ સરાસરી સારો કરવાને જોગવાઈ મળેલી; અને મને તો કોઈની તરફથી ફુટી બદામ પણ મળી નથી. તેમ નિશાળમાં પણ આપણે કંઈ ઝાઝી ધૂળ નાંખી ન હોતી. પરંતુ, પરમેશ્વર સાનુકૂળ તેથી પ્રથમથીજ મને વિપત્તિ અને મુશીબતને લીધે અનુભવ મળી ઠોકરો લાગી, કે જેથી ઉદ્યમ ઉપર સચોટ પ્રીતિ બંધાઇ અને મારી સદ્વૃત્તિને લીધે મને તે સવળોજ પડયો—મને કોઈનું ઉછેદીયું ધન ન મળ્યું તે સારૂં થયું, કેમકે એવી પુંજીની સાથે આળસવૃત્તિ અગ્રેસર, અને એ આળસવૃત્તિ મારે વિષે નહીં, એજ તે પરમ કૃપાળુનો મારા ઉપર મોટો પાડ હું સમજુંછું. ધન ઉપાર્જન કરવામાં મુખ્ય સાદ્યભૂત તો ઉદ્યમજ છે, પછી દરેક બાબતમાં હોયછે તેમ આમાં પણ મતભેદ તો હોયજ. નસીબ ઉપર ભરોસો ભલે રાખે, પરંતુ, દુનીઆનો અનુભવ તો સચોટ ઉદ્યમનેજ ઉપર મૂકેછે, નીતિશાસ્ત્ર કહેછે કે:—

उद्यमेन हि सिध्यंति कार्याणि न मनोरथैः
न प्रसुप्तस्य सिंहस्य प्राविशंति मुखे मृगाः ॥

કંઈ પણ કામ ઉદ્યમ વિના બની શકતું નથી. સિંહ તો મહાબળવાન વનરાજ કહેવાયછે, તે છતાં, સુતે સુતે તેના

મોંમાં મૃગલો આવીને પડતો નથી—તથાપિ કોઈ કોઈ વાર દૃશ્ય કે અદૃશ્ય કારણને લીધે તુરતા તુરત ઉદ્યમનું ફળ ન મળે તો તેથી કંઈ એવો નિયમ દુનીઆને દોરાવા જેવો ન કાઢી શકાય કે "ઉદ્યમ કર્યાની જરૂરજ નથી— ઉદ્યમ કર્યા વગરજ નસીબમાં હશે તો મળશે." જોકે ઉદ્યમ અહરનિશ કરતે છતે ફળ મળવામાં વિલંબ લાગે કિંવા ધાર્યા પ્રમાણે ન મળે તો તેથી માણસ નિરાશ થઈ જઈ આળસવૃત્તિમાં તેનું વલણ લાંબો વખત ન રહે માટે, માણસને ધીરજના એવા એત્રા રસ્તા મહાન્ બુદ્ધિશાળી પુરૂષો બતાવી ગયા છે–જુઓ, આપણું નીતિશાસ્ત્ર શું કહેછેઃ—

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी-
र्दैवं प्रधानमिति कापुरुषा वदंति ।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या ।
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ॥

ભાવાર્થ—ઉદ્યોગી પુરૂષ સિંહ જેવોછે–તેને લક્ષ્મી આવી મળેછે—'દૈવમાં હશે તો મળશે' એમ નીચ ખરાબ પુરૂષજ માત્ર કહેછે—'દૈવને હણીને પોતાના બળથી પુરૂષત્વ કર.' યત્ન કરતે છતે સિદ્ધિ ન થાય તો તેમાં દોષ કોને?

એ પ્રમાણે ઉદ્યમ એ તો આ દેહધારી મનુષ્યમાત્રને અવશ્ય છે એટલે મેં કંઈ એમાં વિશેષ કર્યું ન કહેવાય. પરંતુ ઈશ્વર કૃપાએ પ્રથમથીજ સવેળા મને એ સન્માર્ગ સૂઝયો તો આ સંસાર સુખરૂપ,સંતોષથી,સરળપણે હું નિર્ગમન કરૂંછું. પૈસોટકો, બાળબચ્ચાં, શરીરસંપત્તિ સર્વે વાતની મારે ત્યાં પરમેશ્વરની મેહેર છે, શિવાય કે મારા ભાઈ ભાંડુઓની મારી સાથે સરખાવતાં દયામણી સ્થિતિ; અને તેમને માટેની હવે વધારે અફસોશી કરવી મેં મેલી દીધી છે. કેમકે, હમણાજ ઉપર કહ્યુંછે કે 'યત્ને કૃતે યદિ ન સિધ્યતિ કોત્ર દોષઃ' મેં એમને સુધારવાના.

પ્રયત્નો કરવામાં કંઈ બાકી રાખી છે? ઓહોહો! મેં એમને રસ્તે ચઢાવવાને કંઈ કંઈ ઉપાયો યોજ્યા. કોઈ પણ રીતે ઉદ્યોગે લાગે તેને માટે મેં એમને અર્થે, માનો ન માનો, પણ આજ સુધીમાં બધા મળી રૂ. ૧,૫૦,૦૦૦ ખર્ચ્યા હશે. પરંતુ એ તરફ ધ્યાન આપે સોઈ બેટા. ફક્ત ખાવું પીવું અને મોજે માણવી એજ એમનો ઉદ્દેશ. 'મળ્યા ત્યારે મીર, નહીં ત્યારે ફકીર' કાલની કર્મકુટ કરવાની તસ્દી તો એમના મગજને કોઈ દહાડો હોયજ શેની? અર્થાત્ મારી રહેણી અને મારી કરણીથી એમની રહેણી કરણી કેવળ ઉલટીજ. આખરે તેથી મારે એમની સાથેનો સંબંધ તૂટે તેટલો તોડવાનો નિશ્ચય કરવો પડ્યો; અને હવે તો અમે તેમજ કર્યા જઈએ છીએ. ફક્ત લોક લાજે અન્નવસ્ત્ર જેટલી ગોઠવણ કરી રાખવી પડીછે તે માફ.

એ રીતે મેં મારી સર્વે હકીકત વાંચનાર આલમ હજૂર ધરી છે. તે ઉપરથી તેમની ખાત્રી થઈ હશે કે મારા પોતાના પરિવારની બાબતમાં હું સારો સુખી છું અને મને સંતોષ અને આનંદ માણવાનું એ એક મોટું કારણ છે. મારા સર્વે છોકરા પોતપોતાનું સંભાળતા થયા છે—તેમને કોઈ પણ પ્રકારનું દુર્વ્યસન નથી અને તેઓ બધા કહ્યાગરા છે. શરીરે પણ તેઓ સઘળા સરખા આરોગ્ય છે. તેઓ દરેકને મેં કંઈ નહીં ને કંઈ કામે વળગાડી દીધા છે. તેમનું ખાનપાનાદિક સર્વે મારા જેવુંજ છે—ગેરરીતનો ખર્ચ તો એમને હાથે થવાની આશાજ નહીં. પોતાની પ્રાપ્તિ પ્રમાણે, સ્વતંત્ર ધંધે જે મેં તેમને વળગાડ્યા છે, તેની કમાણીથી તેમણે પોતપોતાની પાસે બે પૈસા ગાંઠે પણ ઠીક બાંધ્યા છે; વિચારથી ધર્મદાન કરવામાં પણ તેમની વૃત્તિ સારી છે. ટૂંકામાં એમને વિષે ખોડ કાઢવા જેવું હજુસુધી મને કંઈ જણાતું નથી. એ એમની રીતભાતથી મને અત્યાનંદ થાયછે. અને મારા મોટા શ્રમનું સાર્થક થયું એમ મને એમનાથી દિલાસો મળેછે. આ સર્વ સુખનું કારણ મારો એકસરખો સચોટ ઉદ્યોગ અને

ભવિષ્યનો વિચાર એ હું મુખ્ય માનુંછું. તેની સાથે મને જેવી જોઈએ તેવી સ્ત્રી ઈશ્વર કૃપાએ આવી મળી એ પણ નાનું સુનું કારણ ન સમજવું. મારી ભલી સ્ત્રીને લીધે મારી સંસારી હાલત દૂધમાં ખાંડ મળ્યા જેવી થઇ એમ કહેવાને મારે જરાએ આનાકાની કરવી નથી જોઈતી. આ યોગ્ય મિશ્રણ યથાર્થ પ્રમાણમાં નહીં હત તો મને લાગેછે કે આવું ઉત્તમ રસાયણ નહીં બનત. મારી સ્ત્રીનો શાંત અને વિચારશીળ સ્વભાવ, ઠીકઠાકપણું, સદોદિત ખુશ મીજાજની વૃત્તિ, એ સર્વે એના સદ્‌ગુણો મારી બાયડી થઇ માટે હું વખાણુંછું એમ નહીં, પણ જે જે ગૃહસ્થો અમારી સાથે પ્રસંગમાં આવ્યાછે, તેમના અપક્ષપાત અભિપ્રાયનો આ પ્રતિઘોષ છે, એમ કહેવામાં ખોટું નથી. કેવળ બહારના રૂપ કરતાં સદ્‌ગુણો સંસારી મંડળમાં સ્ત્રીને વધારે દીપાવેછે. શરીર સૌંદર્ય સાથે સદ્‌ગુણ હોય તો તો પછી સ્ત્રીના મનોહરપણાની શી તારીફ! અને ફરીને એકવાર હું કહેવાની રજા લઉંછું કે એ બાબતમાં ઘણે અંશે મારી મુરાદ તે કૃપાળુ પરમેશ્વરે પાર પાડીછે. આવી સ્ત્રી સાથે પણીઅત હોય તો તેના ધણીની શી મગદૂર છે કે તે માડે રસ્તે ચઢે? જો સ્ત્રી સદ્‌ગુણી હશે તો ખરેખર તે એક અપૂર્વ વશિકરણની અસર પોતાના ધણી ઉપર કરી શકશે એ વાત બેશક છે.

આ પ્રમાણે મુદ્દાસરની બધી હકીકત યથાશક્તિ જેમ બની આવ્યું તેમ મારા પોતાના સંબંધમાં ખરેખર બની આવેલી તે ઉપરથી નિવેદન કરીછે. ગર્વોક્તિનો આરોપ મારા ઉપર અનાયાસે પણ કોઈને મૂકવાને બની ન આવે માટે મેં મારૂં નામ આપવા દુરસ્ત વિચાર્યું નથી. પરંતુ, નામ આપ્યાથી વિશેષ પણ હું કંઈ જોતો નથી. આ આટલું બધું લાંબુ ભાગવત્ કરી નાંખવાનો મારો હેતુ એટલોજ કે મારા પ્રમાણે પોતાની હાલ ચાલ સુધારવાને બીજાઓને બની આવે. અને તેથી કરીને મજવિષે જેમ અનુભવ સિદ્ધ બન્યું છે તેમ તેમને વિષે બને; તેમનું સંસારસુખ વધે; માનપ્રતિષ્ઠા મળે; આનંદવૃત્તિમાં તેઓ

રહે; અને તેટલું બન્યું તો પરમેશ્વર વિષે પણ વિચાર કરવાને તેમને સહેજે અનુકૂળતા આવશે અને એ જો થયું, તો પરલોકમાં તેમને મોક્ષ મળશે એમાં સંદેહ શો ? અસ્તુ:

સમાપ્ત.

